# મ્હારાં સૉનેટ

૧૬૪ સૉનેટોનો સંપૂર્ણ સંગ્રહ

બલવંતરાય ક. ઠાકોર

સંપાદક

ઉમાશંકર જોષી

ત્રણ રૂપિયા



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ

બુકસેલર્સ : પબ્લિશર્સ

પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

# બે બોલ

'મ્હારાં સૉનેટ' નામે ચોપડી સોળ વર્ષ ઉપર બ્હાર પડેલ, જેમાં તે તારીખ લગી સર્જાયેલ, (એટલે ભણકાર પ્હેલી ધારા, ઈ. '૧૮, અને બીજી, '૨૮માંનાં ઉપરાંત પછીનાં) બધાં સંગ્રહેલાં. સાથે દરેક પર લગભગ એક પાના જેટલું વિવરણ જોડેલું. એ ચોપડી છએક વર્ષમાં ખપી ગઈ. નવી આવૃત્તિ, દરમિયાન વધેલાં સૉનેટો સાથે, છાપવા ઇચ્છા તો પ્રબળ હતી; માગણીઓ ય આવ્યા કરતી; વળી બંગાળી કવિતામાં કરવામાં આવેલ આ વિદેશી ગુલ્મની કલમ ગુજરાતને રુચી નહીં, અહીં મ્હારી સાથે કે જરા પાછળથી શ્રી ખબરદાર કે શ્રી ન્હાનાલાલ જેવા આપણા કવિઓએ પોતાની રીતે કરેલી કલમે ન રુચી, ત્યારે મેં ઉપજાવેલ કલમ તો,—કોઈ કોઈ સુપ્રતિષ્ઠિત કવિને સૉનેટજાતિ ભણી જ સૂગ, તે અગેય હોવાથી, એ હકીકતને બાજુ પર રાખતાં,— ગુજરાત તેમ દક્ખણ બંને પ્રદેશના ઉછરતા કવિઓ અને કવિતાપ્રેમીઓને રુચી ગઈ છે, એમ આ પ્રથમ આવૃત્તિએ પણ પૂરતું બતાવી દીધેલું. પરંતુ ફરી પ્રકાશનનો જોગ મોડો મોડો છેક અત્યારે સાંપડે છે. તેને ઝડપી લઉં છું, અને તેમાં ઘણી વધારે કૃતિઓ—ભણકાર ('૫૧)માંની ૧૨૩, વળી ૧૯૫૨ કે '૫૩માં જ છૂટા સંગ્રહરૂપે બ્હાર પડવા સંભવ છે તે મ્હારાં "બે વિશ્વવિગ્રહો" પરનાં કાવ્યોમાંથી ૧૨—એમ

કુલ ૧૩૫ સૉનેટ આમાં આપું છું. વિવરણની જરૂર નથી; કેમ કે ૧૨૩માંથી ઘણાંનાં ટુંકાં વિવરણ ભ (ʼ૫૧) વિવરણ એ ચોપડીમાં છે જ, વળી સૉનેટ બંધ એટલો ટુંકો છે કે સાહિત્યભોગી વાચક એ દરેકને બેત્રણવાર તો વાંચી વિચારી શકે અને એટલા ધ્યાન પછી પણ દુર્બોધ રહે એવું સાનેટ પણ વિરલ.

આ વિદેશી કડી આપણા ઉછરતા કવિઓ અને અભ્યાસીઓને રુચી ગઈ છે, વળી આપણી વધતી જતી છાપાંપ્રવૃત્તિ અને ફેલાવે વધતાં જતાં માસિકો ત્રિમાસિકો દીવાળી અંકોનો જેમ નવલિકાને તેમ સૉનેટને ટેકો મળતો થયો છે, એટલે સંખ્યાબંધ સૉનેટ લખાયે જાય છે, વધારે વધારે લખાતાં જ રહેશે. તો પણ એ સહેલો જેવો લાગતો ઘાટ એટલી તો ભિન્નભિન્ન ગુણવત્તાઓના સારા સમન્વયની અપેક્ષા ઉપજાવે છે, કે ઉત્તમ અમર સૉનેટ તો મહાકવિ જ ઉપજાવી શકે. સૉનેટોની સંખ્યા યુરોપીય દેશોમાં તેમ જ આપણે ત્યાં, વધતી જશે ખરી, પણ વાચકને જીતી લે એવાં સર્જનો ઝાઝાં થતાં નથી, કોઈ કાળે કોઈ પણ દેશે ઝાઝાં થઈ પડવાં શક્ય જ નથી. આખા કાવ્યોપવનમાં સૉનેટજાતિના ગુલ્મનું સ્થાન અત્યંત ઊંચું છે, એ તેની આ વિરલ વિશિષ્ટતાને આભારી છે.

આશા છે કે આપણા કાવ્યભોગીઓ આ ચોપડી દોઢ દાયકા પછી અને ઘણા વધારા સાથે વળી મ્હારે જ હાથે પ્રકટ થવા પામે છે એથી ત્રેવડા રાજી થશે, શુભં ભૂયાત્.

[ ૧૯૫૧માં લખાયેલ ] બલવંતરાય ક. ઠાકોર

# 'સેહની'

મ્હારી કવિતા માસિકાદિમાં પ્રકટ કરતાં હું ઈ. ૧૯૦૦ લગી તળે સહીને ઠેકાણે તખલ્લુસ લેખે 'સેહની' શબ્દ વાપરતો. ઉત્તર હિંદનો બ્રહ્મક્ષત્રિય ઇંદ્રજી આશરે પચાશની ઉંમરે પોતાના કુટુંબની ત્રણે પેઢીને સાથે લઈ ઈ. ૧૭૩૮ પ્હેલાં—નિઝામુલ્મુલ્કે પોતાની સેના એટલે મુઘલ શહેનશાહની સેનાના મોટા ભાગને લઈ દેહલી-આગ્રા ત્યજી દઈ દક્ષિણમાં ક્યાંક નવી ગાદી સ્થાપવાને નીકળી પડેલો તેના જંગી લશ્કરના સાથમાં તે ચાલી નીકળેલો: પોતે એ મુઘલસેનામાં કોઈ ઓધ્ધા પર હશે, ક્યાં તેની કશી નોંધ જળવાઈ નથી. પણ એ હૈદરાબાદ જઈને ઠરે એવું નિર્માણ નહીં; વચ્ચેથી જ એને ભરૂચના દેસાઈજીએ નિમંત્ર્યો, અને પોતાના ઉપરીની પરવાનગી અને શુભેચ્છા સાથે, એ નિઝામનું લશ્કર છોડીને ભરૂચ આવી વસ્યો, પોતાના આખા કુટુંબ સાથે. અમારા ગુજરાતી બ્રહ્મક્ષત્રિય કુટુંબનો મૂલપુરુષ એ ઇંદ્રજી. એના વંશમાં થયેલ અનુપરામ મ્હારો પ્રપિતામહ. દાદાજી ચતુર્ભુજદાસ આ અનુપરામ અને (હાંસોટના દેસાઈ જીવણરામ સાહેબરામજી—શ્રી દીનકરરાવ નરભેરામના દાદા—ની સૌથી ન્હાની બ્હેન) હેતબા, હુદબા કે હ્રદબાના પુત્ર. સાહેબરામજીની બીજી એક પુત્રી વેણીલાલને પરણેલી

તેમના માણેકલાલ (કરસનદાસ મૂળજી પછી લીંબડી મેનેજર)ની પુત્રી ચંદ્રમણીને હું પરણ્યો.

અનુપરામ ભરૂચ ખાતે મહાદજી શિંદેનું લશ્કરી થાણું હતું તેમાં અફસર. એ પોતાના કુળનામ લેખે 'સેહની' લખતા. અને ચતુર્ભુજદાસ લક્ષ્મીપૂજન વખતે વર્ષોવર્ષ નવા ચોપડામાં કુળનામ લેખે 'સેહની' પણ લખતા. ઈ. ૧૮૨૦ પ્હેલાં જન્મેલ ચતુર્ભુજદાસનો દેહ ૧૮૮૯માં પડી ગયો. લગભગ ઈ. ૧૮૭૦થી ઈ. ૧૮૯૦ લગીના એ ચોપડા મેં જોયેલા.

પણ ગુજરાત કાઠિયાવાડના ઘણાખરા બ્રહ્મક્ષત્રિયો ઠાકોર કે દેસાઈના કુળનામે જ ઓળખાતા રહ્યા છે; છત્રપતિ, મુનશી, સેહની, મજમૂદાર, વતનદાર, દફતરદાર, કાનુગા, તલાટી, મુન્સફ, વકીલ, માસ્તર, દાક્તર, આદિ વિશેષ કુલનામો ('સરનેમ્સ') છેક જ ઓછાં ચલણી બન્યાં છે. મેં હવે પુસ્તક પ્રકાશનની લિમિટેડ કંપની "બારાદરી" સ્થાપી છે તેના નામમાં 'સેહની શબ્દને પાકું 'રજિસ્ટર્ડ' સ્થાન આપ્યું છે. 'સેહની' શબ્દ (મરાઠી – સોહની, બંગાળી – સેન) સં. સેનાનિન્ ઉપરથી આવ્યો છે.



## સંપાદકીય

### બીજાને હાથે

"મ્હારાં સોનેટ ઘણા વધારાસુધારા સાથેની નવી આવૃત્તિ"ના મુખપૃષ્ઠનો આલેખ, ૧૩૫ સોનેટનો અનુક્રમ, વીસ સોનેટની નવેસરથી કરેલી (પણ 'અનુક્રમ' પ્રમાણેના જ અંકવાળી નહિ, એટલે કે હજી છેવટની ગોઠવ્યા વગરની) હસ્તપ્રત અને 'નિવેદન મૂકવું?' એવા મથાળાથી લખેલી કુળનામ 'સેહની' ઉપરની નોંધ,—આટલું સદ્દગત પ્રો. ઠાકોરના હાથનું લખાણ મળેલું તે ઉપરથી આ પુસ્તકનું મુદ્રણ હાથ ધરવામાં આવ્યું હતું. ત્યાં હમણાં મુદ્રણકાર્ય પૂરું થવામાં હતું ને 'એ બોલ' (પેન્સિલથી 'Final'—છેવટની નકલ એવા શેરા સાથે), વધુ નવ સોનેટની હસ્તપ્રત, આરંભમાં મૂકવાનાં સૂત્રવાક્યો અને અંત માટેનાં અંગ્રેજી 'Maxims',—એટલી એમની હસ્તલિખિત સામગ્રી સાંપડી. આ બધી જ સામગ્રીનો ઉપયોગ થયો છે. સોનેટોની હસ્તપ્રતમાંનાં પાઠાંતરો વિવરણમાં આપ્યાં છે. 'બે બોલ'માં 'વિવરણની જરૂર નથી' એમ એ લખે છે, પણ પુસ્તક માટે આ કદની પસંદગી છાપખાનાને પોતે જ જણાવેલી તેમાં સોનેટની ૧૪ પંક્તિ ઉપરાંત નીચે વધે તે જગાનો ઉપયોગ થઈ શકે એવાં અત્યંત મિતાક્ષરી વિવરણ,

તેમના માણેકલાલ( કરસનદાસ મૂળજી પછી લીંબડી મેનેજર )નીં પુત્રી ચંદ્રમણીને હું પરણ્યો.

અનુપરામ ભરૂચ ખાતે મહાદજી શિંદેનું લશ્કરી થાણું હતું તેમાં અફસર. એ પોતાના કુળનામ લેખે 'સેહની' લખતા. અને ચતુર્ભુજદાસ લક્ષ્મીપૂજન વખતે વર્ષોવર્ષ નવા ચોપડામાં કુળનામ લેખે 'સેહની' પણ લખતા. ઈ. ૧૮૨૦ પ્હેલાં જન્મેલ ચતુર્ભુજદાસનો દેહ ૧૮૮૯માં પડી ગયો. લગભગ ઈ. ૧૮૭૦થી ઈ. ૧૮૯૦ લગીના એ ચોપડા મેં જોયેલા.

પણ ગુજરાત કાઠિયાવાડના ઘણાખરા બ્રહ્મક્ષત્રિયો ઠાકોર કે દેસાઈના કુળનામે જ ઓળખાતા રહ્યા છે; છત્રપતિ, મુનશી, સેહની, મજમૂદાર, વતનદાર, દફતરદાર, કાનુગા, તલાટી, મુન્સફ, વકીલ, માસ્તર, દાક્તર, આદિ વિશેષ કુલનામો ('સર્નેમ્સ') છેક જ ઓછાં ચલણી બન્યાં છે. મેં હવે પુસ્તક પ્રકાશનની લિમિટેડ કંપની "બ્રાદરી" સ્થાપી છે તેના નામમાં 'સેહની શબ્દને પાકું 'રજિસ્ટર્ડ' સ્થાન આપ્યું છે. 'સેહની' શબ્દ ( મરાઠી – સોહની, બંગાળી – સેન ) સં. સેનાનિન્ ઉપરથી આવ્યો છે.



## સંપાદકીય

### બીજાને હાથે

"મ્હારાં સોનેટ ઘણા વધારાસુધારા સાથેની નવી આવૃત્તિ"ના મુખપૃષ્ઠનો આલેખ, ૧૩૫ સોનેટનો અનુક્રમ, વીસ સોનેટની નવેસરથી કરેલી (પણ 'અનુક્રમ' પ્રમાણેના જ અંકવાળી નહિ, એટલે કે હજી છેવટની ગોઠવ્યા વગરની) હસ્તપ્રત અને 'નિવેદન મૂકવું?' એવા મથાળાથી લખેલી કુળનામ 'સેહની' ઉપરની નોંધ, — આટલું સદ્ગત પ્રો. ઠાકોરના હાથનું લખાણ મળેલું તે ઉપરથી આ પુસ્તકનું મુદ્રણ હાથ ધરવામાં આવ્યું હતું. ત્યાં હમણાં મુદ્રણકાર્ય પૂરું થવામાં હતું ને 'બે બોલ' (પેન્સિલથી 'Final' – છેવટની નકલ એવા શેરા સાથે), વધુ નવ સોનેટની હસ્તપ્રત, આરંભમાં મૂકવાનાં સૂત્રવાકયો અને અંત માટેનાં અંગ્રેજી 'Maxims', — એટલી એમની હસ્તલિખિત સામગ્રી સાંપડી. આ બધી જ સામગ્રીનો ઉપયોગ થયો છે. સોનેટોની હસ્તપ્રતમાંનાં પાઠાંતરો વિવરણમાં આપ્યાં છે. 'બે બોલ'માં 'વિવરણની જરૂર નથી' એમ એ લખે છે, પણ પુસ્તક માટે આ કદની પસંદગી છાપખાનાને પોતે જ જણાવેલી તેમાં સોનેટની ૧૪ પંક્તિ ઉપરાંત નીચે વધે તે જગાનો ઉપયોગ થઈ શકે એવાં અત્યંત મિતાક્ષરી વિવરણ,

'sin ty' (ઝીણાં બીબાં) એવી સૂચના સાથે, આ આવૃત્તિ માટે તેમણે કરેલી સોનેટોની નકલોમાં મળે છે. કશા પણ વિવરણ વિના જ પ્રો. ઠાકોરની સોનેટ જેવી રચનાઓ પ્રગટ થાય એ ઠીક ન લાગતાં, 'ભણકાર ('૫૧) વિવરણ', ભણકાર-બીજી આવૃત્તિ, અને તે બંનેમાં ન મળે તે 'મ્હારાં સોનેટ – પહેલી આવૃત્તિ'માંથી અને અન્યત્રથી સંકલિત કરીને અને જે જૂજ દાખલામાં કર્તાના હાથનાં વિવરણ મળ્યાં નહિ તેનાં મેં લખીને આ આવૃત્તિનું વિવરણ તૈયાર કર્યું હતું. એ છપાવવામાં હતું ત્યાં 'બે બોલ'નું લખાણ હાથ લાગતાં, વિવરણ રદ કરવાનો વિચાર કરી જોયો, પણ ઉપર કહેલાં કારણે પછી રહેવા જ દીધું.

સદ્‌ગતે 'અનુક્રમ'માં ૧૩૫ સોનેટનાં મથાળાં નોંધ્યાં હતાં, પણ 'મંગલાચરણ'નો એમાં સમાવેશ નહતો. એમનું પ્રસિદ્ધ સોનેટ 'નારાદર્શન' પણ એમાં નહતું. આ બેને અનુક્રમે સોનેટ ૧ અને ૧૦૮ તરીકે ઉમેરી, એથી થતો ફેરફાર બાદ કરતાં એમના જ ક્રમે, ૧૩૭ સોનેટ આ આવૃત્તિમાં છાપ્યાં છે. સોનેટ ૧૩૮, ૧૩૯ મારી પાસેથી, ૧૪૦–૧૪૧ 'સંદેશ'ના દીપોત્સવી અંકમાંથી, ૧૪૨ કર્તાનાં કાગળિયાંમાંથી, ૧૪૩ બરોડા કૉલેજ મૅગેઝીનમાંથી અને ૧૪૪ અનિયતકાલિક 'કવિતા'માંથી મળ્યાં છે. ૧૪૫થી ૧૫૭ 'સુખદુઃખ' – એ અધૂરી 'સોનેટમાલા'ની તેર કૃતિઓ કર્તાનાં કાગળિયાંમાંથી, ઉપર અંગ્રેજીમાં પેન્સલથી Final

( છેવટની ) એવા વર્ણનવાળી, હસ્તપ્રત મળી તેમાંથી લીધી છે. આમ સોનેટ ૧૫૭ આગળ પુસ્તક પૂરું થાય છે. પછી 'પરિશિષ્ટ' રૂપે પાંચ સોનેટ ૧૫૮થી ૧૬૨ આપી છે. તેમાંની પહેલી ચાર 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ અંકમાંથી મળી છે. 'ભણકાર – આવૃત્તિ બીજી '( ૧૯૪૨ )માં કર્તાએ દ્વિતીય વિશ્વયુદ્ધ અંગેનાં પોતાનાં કાવ્યો આપેલાં છે, પણ આ ચારનો ત્યાં સમાવેશ થયેલો નથી. 'ટિપ્પણ' પૃ. (૭૫) ઉપર એ કહે છે : " અને અહીં જ નોંધી લઉં કે પ્રસ્થાન માસિકમાં આ વિષયના અહીં છાપેલા ઉપરાંત બીજા મણકા છે, તે ઇરાદાપૂર્વક છોડી દીધા છે. એ ઉતરતા મણકા મ્હારી કવિતાઓમાં કોઈએ છાપવા નહીં." આ શબ્દો કેટલીક બીજી કૃતિઓની સાથે ઉપરનાં ચાર સોનેટ –( ૧૫૮થી ૧૬૧ )ને પણ લાગુ પડે જ છે. એક વિચાર એમ આવ્યો કે 'શેષ' કૃતિઓ 'સંસ્કૃતિ' માસિકમાં એક સાથે અને પછી બીજી જેમ જેમ મળે એમ આપવી. પણ કર્તાની ૧૩૫ યાદીને વળગી રહેવાયું નથી, બીજાં ઉમેર્યાં જ છે, એ એમની નજર બહાર રહ્યાં હોય અથવા બને કે એમને છાપવા જેવાં ન લાગવાને કારણે દૂર રખાયાં હોય, તો પછી આ પણ આપીને સંગ્રહ બને તેટલો સંપૂર્ણ શા માટે ન કરવો ? છેવટે, મૂળ પુસ્તકના ભાગરૂપે એ ન ગણાય અને 'પરિશિષ્ટ' રૂપે મુકાય તો કર્તાની લાગણીને માન આપ્યું લેખાશે એવો રસ્તો કાઢ્યો છે, જેમાં કાંઈ અનૌચિત્ય હોય તો તેની જવાબદારી મારી છે. સોનેટ

૧૬૨ તો 'મ્હારાં સૉનેટ પહેલી આવૃત્તિ'નાં ૪૨ સૉનેટ આ 'નવી આવૃત્તિ'ના આંકથી નિર્દેશવા માટેની યાદી (જે પુસ્તકને અંતે આપી છે) કરવા બેસતાં, છેલ્લી ઘડીએ, રહી ગયેલું જોવામાં આવ્યું. સૉ. ૧૬૩ પાછળથી કર્તાની નોંધપોથીમાંથી અને સૉ. ૧૬૪ 'કુમાર'ના ૩૦૦ અંકમાંથી મળ્યાં છે. લેખકનાં પુસ્તકો અથવા એમના હસ્તાક્ષરની નકલની મદદ સિવાય બીજેથી પાઠ લેવો પડ્યો હોય એવાં સૉનેટ છે ૧૪૧, ૧૪૩, ૧૫૮થી ૧૬૧ અને ૧૬૪.

જોડણી કવિતામાં પ્રો. ઠાકોર પોતાની અમુક માન્યતાઓ (આ અંગે જુઓ 'સંસ્કૃતિ' ૧૯૫૨ ફેબ્રુ૦, માર્ચ) પ્રમાણે યોજતા. એમની જ જોડણી કાયમ રાખી છે. તીવ્ર અનુસ્વાર એ પોલા મીંડા૦ના ચિહ્નથી સૂચવે છે. એ અંગેની કેટલીક છાપભૂલો શુદ્ધિપત્રકમાં નિર્દેશી છે. મેં ફેરફાર કર્યો હોય તો તે એક શબ્દની જોડણી અંગે: જ્યાં પ્રો. ઠાકોરે હ્રે, હ્રૈ આપેલું છે ત્યાં રૂહે, રૂહૈ કર્યું છે. હ્રે = હ્ રે, હ્રૈ = હ્ રૈ થાય એમ પહેલાં રૂબરૂ પણ કહેલું, છતાં પોતે પોતાની રીતે જ લખતા, એટલે એ શબ્દો એમના મત કરતાં અહીં જુદી રીતે છાપ્યા છે એ નોંધવાનું રહે છે.

હજી પ્રો. ઠાકોરનાં અપ્રસિદ્ધ સૉનેટ હોવા સંભવ છે. એમની યાદીમાંનાં છેલ્લાં બે 'સ્ટાલિનગ્રાડ' અને 'ચર્ચિલની ૬૯મી વરસગાંઠ'ની નકલો મળતી ન હતી. લાયબ્રેરીઓ-

માં અને અભ્યાસી મિત્રોમાં તપાસ કરવા છતાં. છેવટે મારી ઉપરના એમના પત્રો* ઉથામ્યા, તેમાંથી બંનેની પ્રતો મળી અને બીજા કાગળમાં 'અનામીને' (૧૪૩) અંગે ઉલ્લેખ મળતાં તેની ભાળ કાઢી અને મેળવ્યું. મને મારા પત્રસંગ્રહમાં અનુષ્ટુપમાં 'લો. ભા. સ. વ.' અને ગુજરાત સમાચારના ઈ. સ. ૧૯૪૯ના દિવાળી અંકમાં 'કવિતા અને જાદૂ' પહેલી બાર પંક્તિ આર્યાજાતિમાં અને છેલ્લી બે અનુષ્ટુપ-માં—એવી ચૌદ પંક્તિની કૃતિઓ મળી હતી. પણ એ બંને છંદોમાં પંક્તિસંખ્યા ૧૪ને બદલે ૨૮ની ગણાય. 'સોનેટ' ઉપરના નિબંધમાંના સોળ શ્રુતિના 'દ્વિપદી અનુષ્ટુપ' વિષેના મારા લખાણને પત્રમાં એમણે અનુમોદન આપ્યું હતું, તેમ છતાં એમની આખી સોનેટ અનુષ્ટુપમાં બીજી જોવા મળી નથી અને આ 'લો. ભા. સ. વ.' એકંદરે સોનેટના દૃઢબંધવાળું છે પણ નહિ. 'કવિતા અને જાદૂ'ની ચૌદ પંક્તિઓ સોનેટના બીબામાં છે, પણ માત્રામેળ છંદમાં એમની કોઈ બીજી સોનેટકૃતિ નથી (પા. ૧૨ના ખંડહરિ-ગીતને એગણે ગુલબંકીમાં ઢાળવા પ્રયત્ન કર્યો છે) એટલે એ મૂકી નથી. તેમ છતાં આવી તમામ કૃતિઓ એકઠી કરી આગળ ઉપર અભ્યાસીઓ સમક્ષ 'પૂરવણી' રૂપે જરૂર રજૂ કરી શકાય, અને એમ પ્રો. ઠાકોરનાં સોનેટોની નિઃશેષ વાચના તૈયાર કરી શકાય. પ્રો. ઠાકોરનાં બીજાં કોઈ

---

* પછીથી 'ભણકાર આવૃત્તિ બીજી'ની કર્તાની કોરાં પાનાં-વાળી નકલમાં પણ આ બંનેની પ્રતો મળી હતી, આ જ પાઠવાળી.

સૉનેટ સામયિકો( અને દિવાળી અંકો )માં અથવા હસ્તાક્ષર-માં કોઈના જોવામાં આવ્યાં હોય ને ધ્યાન દોરશે તો આભાર થશે. સૉનેટનો કાલાનુક્રમ કર્તાનાં હાથલખાણો વગેરેની મદદ-થી તયાર કરવો જોઈએ પણ તે આ આવૃત્તિ વખતે બની શક્યું નથી. સો. ૧૪૪ની પાણ્ડુલિપિના બ્લૉકનો ઉપયોગ કરવા દેવા માટે શ્રી બચુભાઈ રાવતનો આભારી છું.

## બ. ક. ઠા.નાં સૉનેટ

એક કાવ્યપ્રકાર તરીકે સૉનેટ પહેલવહેલું ગુજરાતીમાં પારસી કવિઓ લઈ આવ્યા તે ભલે; અને સિદ્ધ કવિઓમાં પણ કાન્ત કે બલવન્તરાય બેમાંથી કોને હાથે પહેલું એ ખેડાયું એ કદાચ છેવટનું નક્કી ન થઈ શકે તોય ભલે; ગુજરાતી કવિતાના ઇતિહાસમાં ‘સૉનેટ’ શબ્દ બલવન્તરાય ઠાકોરના નામ સાથે હમેશાં જોડાયેલો રહેશે. એમની પછી ચન્દ્રવદન, સુન્દરમ્ આદિ કવિઓએ એ કાવ્યપ્રકારને સારી રીતે ખેડ્યો છે, ભવિષ્યમાં પણ ખેડનારા નીકળશે જ. રૂડા પ્રતાપ બલવંતરાયના. એમણે એ કાવ્યપ્રકારને ગુજરાતીમાં રોપ્યો ને દૃઢમૂલ કર્યો. પણ એક કલાઘાટ તરીકે ગુજરાતી કવિતામાં સૉનેટ-આકારને સ્થિર કરી આપ્યો—અને તે ખાસ્સો દોઢસો ઉપર સૉનેટ લખીને—એ જ એમને એક પ્રમુખ સૉનેટકવિ તરીકે સ્થાપનારું કારણ નથી. સૉનેટનો કલાઘાટ કવિતાલાવણ્યની જે સૂક્ષ્મ સમજ અને બુદ્ધિખમીર માગે છે

તે કવિ બલવંતરાયની પ્રધાન લાક્ષણિકતા છે. એક સર્જક તરીકેની એમની અનુભૂતિઓને સોનેટનો કલાઘાટ કેવો ફાવતો આવી જાય છે એ સહેજે જોઈ શકાય છે. એમની કેટલીક ઉત્તમ કવિતા આ કાવ્યપ્રકાર દ્વારા સાકાર થઈ છે. એમ કહી શકાય કે 'મ્હારાં સોનેટ'માં બલવંતરાયનું અધઝાઝેરું હૃદયસર્વસ્વ ઊતર્યું છે.

'મ્હારાં સોનેટ' મુખ્ય ૭ વિભાગમાં વહેંચાઈ જતાં જોઈ શકાય છે, જેમાંના પ્રથમ ત્રણ વિભાગનું વિશેષે આત્મલક્ષી થવા તરફ અને પછીના ત્રણનું વિશેષે પરલક્ષી થવા તરફ વલણ છે:

૧ કવિતા ૧–૨૧.

૨ પ્રેમ ૮૬–૧૦૬, ૧૪૨, ૧૬૨.

૩ મિત્રતા, બુઝૂર્ગી, મૃત્યુ, શ્રદ્ધા ૩૭–૮૫, ૧૩૯, ૧૪૩–૧૪૪, ૧૬૩–૧૬૪.

૪ ઇતિહાસદૃષ્ટિ

સ્વ-દેશકાલ ૨૨–૩૬, ૧૪૦–૧૪૧

બે વિશ્વવિગ્રહો ૧૨૬–૧૩૮, ૧૫૮–૧૬૧

૫ સમાજદર્શન, પ્રકૃતિ પર ચિંતન ૧૦૭–૧૨૫

૬ સંસારની સુખદુઃખમયતા ૧૪૫–૧૫૭

ભાગ્યે જ ઉમેરવાની જરૂર હોય કે આ વિભાગો સ્થૂલ છે, ખાસ તો વિષયો સમજવા પૂરતા વધુ સગવડભર્યા છે. એકમાંનાં

કેટલાંક કાવ્યો બીજામાં જરૂર મૂકી શકાય એવાં છે. અને 'સુખદુ:ખ' સૉનેટમાલાનો ઉઘાડ એક સુંદર આત્મલક્ષી સૉનેટથી થયો છે, તો 'ભણકાર'–પ્રથમ ધારાના ટિપ્પણમાં પ્રો. ઠાકોરે સૂચવ્યું હતું તેમ 'પ્રેમનો દિવસ'નાં કાવ્યો અંગત આત્મલક્ષી ઊર્મિઓની અભિવ્યક્તિ કરતાં નાટ્યોર્મિકાવ્યો (dramatic lyrics) તરીકે વધુ તો સંયોજાયાં છે. લાગણીનું સાધારણીકરણ થતાં, ભાવ કાવ્યત્વને પામતાં, કોઈ કૃતિ નરી આત્મલક્ષી રહેવા પામતી નથી.

કવિતા અંગેનાં સૉનેટોમાં 'ભણકાર'માંની બીજી એ વિષયની કૃતિઓ ઉમેરતાં, પ્રો. ઠાકોરની કાવ્યવિવેચનાના મૂળભૂત પાયાના ખ્યાલોનો ઊર્મિરસિત વિચારબિંદુઓરૂપે પરિચય થાય છે. આ વિનશ્વર જગતમાં અનશ્વર છે માત્ર કલાકવિતા; 'અભોમ દ્યુતિ'થી હૃદયો રસનારી એ 'શીય' બાની છે; 'વર કાવ્યસર્ગ' તો તે જે અગણ માનવબંધુઓના વિચારો સારી, સજીવ પાત્રસર્જન દ્વારા, તેમનાં રસઝર ચિત્રવિચિત્ર વૃત્તાંતોને સંકલી શકે; સર્જક કવિ લોકપ્રિયતાને તો 'જુઓ ઉઘાડું છે કમાડ' જ સંભળાવી દેનારો. સૉનેટ ઉપરનાં બે સૉનેટ પણ અહીં છે, કવિની કલાપી–કાન્ત પ્રત્યેની મમતા પણ 'બે કવિવરમાં' આલેખાઈ છે. કવિને માટે જીવનું જીવન બનેલી કવિતા 'કો અકળ દાહમાં' કવિના અક્ષરદેહની 'સોબતી' બની રહેશે એનો પુરાવો આ એક સૉનેટગુચ્છનાં કેટલાંક સૉનેટ પણ આપી શકે એમ છે.

પ્રેમવિષયક સૉનેટોમાં મુગ્ધપ્રીતિના 'પ્રેમની ઉષા'થી આરંભી પ્રૌઢાવસ્થાના 'અસલરસ'નો શુચિતર પ્રકાશ નિરૂપતા 'પ્રેમનું નિર્વાણ' સુધીનાં "પ્રેમનો દિવસ"માંનાં સૉનેટ તો છે જ; જેમાં એ બે ઉપરાંત 'મોગરો,' 'વધામણી' અને 'જૂનું પિયેરઘર' એ આપણી ભાષાની અમર કૃતિઓ-માં સ્થાન પામેલી ત્રણ સૉનેટ છે. આ વિભાગના આરંભમાં ભણકારના 'વિરહ'માંની વેધક કૃતિ ('આપણી કવિતા-સમૃદ્ધિ, આવૃત્તિ-૨માં શ્રી રામનારાયણ વિ. પાઠકે જેને પ્રો. ઠાકોરની પ્રતિનિધિ કૃતિ તરીકે પસંદ કરી હતી.) 'દ્યુતિકણી' છે એ સૂચક છે: 'પ્રેમનો દિવસ' કાવ્યમાલા કવિ ભલે પરલક્ષી નાટયોર્મિકાવ્યો તરીકે આપવા પ્રેરાયા હોય, અહીં આ આખા પ્રેમકાવ્યગુચ્છ ઉપર અંગત અનુભવના મહત્ત્વની છાયા ઢળેલી જોઈ શકાય છે. 'દ્યુતિકણી' પછી જ સદ્‌ગત પ્રિયતમાવિષયક શોકાનુભવનાં ચાર સૉનેટ છે, જેમાંની 'જાગરણ' એક માર્મિક સુંદર કૃતિ છે.

ત્રીજો વિભાગ પણ મિત્રતા, બુઝ્ઝગી, મૃત્યુ, શ્રદ્ધા, આદિ અંગેના અંગત અનુભવોનો છે. ત્રણ પેઢીના સમસામયી પટુકરણ કવિના વિવિધ ક્ષેત્રના મિત્રો અંગેનાં કાવ્યો અહીં છે. વૃદ્ધાવસ્થા—'બુઝ્ઝગી'—અંગેનું આવું તીવ્ર વિષાદભર આલેખન બલવન્તરાય સિવાય કોઈ કવિમાં, શું ગુજરાતીમાં શું કદાચ અન્ય કોઈ ભાષામાં પણ, જવલ્લે જ મળશે. મૃત્યુ અંગે કવતાં જગતના કવિઓ ક્યારે થાકયા છે? બલવન્તરાયને પણ મૃત્યુ અંગે કેટલુંક વિશિષ્ટભારપૂર્વક કહેવા-

નું છે. 'યમને નિમંત્રણ' જેવી અપાર માર્દવભરી કૃતિ એ ગુચ્છમાં મળે છે. મૃત્યુવિષયક સોનેટો પછી જ 'દ્યુતિકણી' આદી પાંચ મરણોત્તર વિલાપિકાઓથી પ્રેમવિષયક સોનેટોનો ગુચ્છ શરૂ થયો છે, એમાં પણ મૃત્યુવેષ્ટિત પ્રેમ-અનુભૂતિ રજૂ કરવામાં મૃત્યુ અને પ્રેમ એ બંને ગહન જીવનાનુભૂતિઓની સમરસતાને ઉઠાવ મળ્યો છે.

બિનંગત સોનેટોમાં ઇતિહાસકાર, સમાજદર્શનનિષ્ઠ અને ચિંતક બલવંતરાયનો અનુભવ થાય છે. પ્રો. ઠાકોરનો યુવાવસ્થાથી રસનો એક પ્રધાન વિષય હોય તો તે ઇતિહાસ. ઇતિહાસના એ અધ્યાપક હતા. એમનાં ઇતિહાસવિષયક અંગ્રેજીગુજરાતી ગદ્ય લખાણો અભ્યાસીઓમાં ખૂબ આદર પામ્યાં છે. કેટલાકને થતું કે બલવંતરાય સર્જક તરીકે કાવ્યો ભલે આપે, પણ કાવ્યવિવેચનના વહોરી લીધેલા સમયગ્રાહ્ય વ્યવસાયે ઇતિહાસકાર બલવંતરાયને ખોટા દૂર હડસેલી દીધા છે. ઇતિહાસદૃષ્ટિ નિરૂપતાં સોનેટો( અને 'ભણકાર'-માંનાં બીજાં એવાં કાવ્યો )માં ઇતિહાસકાર બલવંતરાય અને કવિ બલવંતરાય એકરૂપ બનેલા જોવાનું સદ્ભાગ્ય સાંપડે છે. આપણા દેશ અંગે, ખાસ તો વર્તમાન સમયના મહાન બનાવો અંગે, એમના ઉદ્ગારો આ ગુચ્છમાં મળે છે. વરિષ્ઠ યુરોપીયોમાં એક તરીકે ખપી શકે એવા છતાં એશિયાઈ, પાશ્ચાત્ય સંસ્કૃતિએ નખશિખ રંગાયેલ છતાં ગાંધીજીના આદર્શોને સાકાર કરવા મથનાર એમના પ્રિય શિષ્ય એવા જવાહરલાલ ઉપર, ખાસ તો બીજા એશિયાઈ

દેશો જેમાં પગ મૂકતા ચાલ્યા આવી શકે એવી 'ગજપગેરું' સમી એમની વિદેશનીતિ ઉપર, કર્તાની મીટ મંડાઈ છે. એ વિશ્વવિગ્રહો ઉપરની કૃતિઓ જ્યારે પ્રગટ થતી ત્યારે તો નિશ્ચિતપણે કોઈ કોઈને ( દા. ત. મારા જેવાને ) થોડીવત્તી અરુચિકર નીવડે એવી હતી અને અત્યારે અને હવે પછી ય તે કોઈ કોઈ વિગત અંગે એવી નીવડવા સંભવ પૂરો છે, તે છતાં દસકે અર્ધદસકે, સૈકે અર્ધસૈકે બદલાતા પૂર્વગ્રહોની પાર માનવઇતિહાસને અવલોકવાના એકવ્યાપક-દૃષ્ટિ-પ્રેર્યા પ્રયત્નરૂપે આ કૃતિઓ ખરે જ નોંધપાત્ર છે. આપણા દેશની આઝાદી કરતાં દ્વિતીય વિશ્વવિગ્રહ વખતે ભયમાં મુકાયેલી મહા-આઝાદી વિષેની બેચેની આ કવિને હાડોહાડ વ્યાપી છે ( સૉનેટ ૧૩૦, ૧૩૧ ) અને બ્રિટિશ 'સામ્રાજ્યનું ભાવિ શું ?' એ પ્રશ્ન એમને ખટક્યો એટલો બધો બીજાને ન પણ ખટકે તે છતાં માનવજાતિના સંસ્કારી અસ્તિત્વ માટે અનિવાર્ય એવા સ્વાતંત્ર્ય માટેની એમની તાલાવેલી સહૃદય અને પ્રેરક લાગ્યા વિના નહિ રહે.

સમાજદર્શનનાં સૉનેટ ઇતિહાસદૃષ્ટિના જ ફણુંગારૂપ છે અને એ કૃતિઓમાં ચિંતન અનિવાર્ય બને એ સમજી શકાય એવું છે. પ્રકૃતિ પર ચિંતનનાં કાવ્યો, એક ક્રમ આગળ વધતાં, સહેજે આવે. આખા માનવ અને માનવેતર સૃષ્ટિના ચિંતનમાં કવિ માનવસંસારની સુખદુઃખમયતાનાં જે દર્શન કરે છે તે 'સુખદુઃખ' સૉનેટમાલાનો વિષય છે. ખરું જોતાં અહીં પ્રેમ ( સૉ. ૧૪૮ ), બુઝૂર્ગી, શ્રદ્ધા

( સો. ૧૪૫–૧૪૭ ), સમાજદર્શન ( સો. ૧૪૯–૧૫૧ ) અને ઇતિહાસદૃષ્ટિ ( સો. ૧૫૨–૧૫૭ ) — બધાં મુખ્ય વિષયવલણોનું સંકલન થયું ન હોય એમ જોવા મળે છે. ચિરૂટ અને હીંચકાના ગતિશીલ ( dynamic ) ચિત્રાંકન-દ્વારા વૃદ્ધાવસ્થાના એકલવાયા ચંચલ અને જ્વલંત, માર્ગમાંના ન દેખતા ન ઊંઘતા કૂતરાની જેમ માત્ર હાંફ્યે જતા, મગજનું આત્મલક્ષી પદ્ધતિએ વર્ણન કરતા એક ઉત્તમ સોનેટથી સોનેટમાળાનો ઉઘાડ થાય છે. બીજામાં જઇફી-પ્રવાહજલમાં તણાતા કવિ સંસારમાંનાં દશાપલટ, સુખદુઃખ જોઈ " ઉતરૂં ઉંડો અનુભવે'નુભવ સાંકળી " એવી પ્રતિજ્ઞા કરતા જણાય છે. એ જુએ છે કે ' સમૃદ્ધિસુખ સાચું એક આત્માનું આત્મા સ્વયં ', પણ ત્રીજા સોનેટમાં જોઈએ છીએ તેમ એમનું મન શ્રેયપરાઙ્‌મુખ ન હોવા છતાં ચીલેચલુ નથી. પોતાનો પંથ ન સ્થાપતા, ' ઓરોરા બુરિયેલિસ 'ની જેમ સૌંદર્યાભાની પ્રેરણા વિતરી ઊગી આથમી જતા, અખાકથિત ' એકલમલ્લ ' અંતર્ગુહાયોગીનું ચિત્ર એ પ્રત્યક્ષ કરે–કરાવે છે. આ ભવથી અળગી ' કો ગુહાની ઝાંય ' દેખાડનાર ગુરુને તો તીવ્ર મતિવાળાઓ ' ભાગેડૂ ' કેમ ન કહે એમ પ્રશ્ન કરી, એવાઓ પોતે જ સીધા જુદા ઉત્તરો શા માટે ન ખોજે એવો બીજો પ્રશ્ન કરી, ચોથી સોનેટથી પોતાના આગવા ક્રમે એ ખોજના માર્ગ ઉપર કદમ ભરે છે. ચોથા સોનેટના આરંભમાં નરનારીયુગલના સૌખ્યને સ્પર્શતાં જ, સમુદાય-દૃષ્ટિની વિચારણા પ્રાપ્ત થતાં ૫-૬-૭માં કૌટુમ્બિક-સામાજિક

આળપંપાળ તપાસે છે અને 'મનુજજંતુડાં'ના આશાદોરની લીલા વર્ણવે છે. ૮થી ૧૩માં 'મનુસંધઇતિહાસ'માંથી 'પરમસત્ય કાલોધનું' સારવે છે કે દૂરનું ભલે પાસેના કરતાં સુંદરતર ભાસતું હોય, ગયેલા યુગ પ્રમાણે જીવવું અસંભવ છે એટલું જ નહિ, બિનજરૂરી છે, કેમ કે સમૃદ્ધિ-સુખમાં એક યુગ બીજા યુગથી જુદો હોય છે, પાછલા સમૃદ્ધ યુગનાં સુખ આજના યુગથી ન પણ જિરવાય, અરે સુખરૂપ પણ ન લાગે. હસ્તલેખમાં ૧૪મી સૉનેટનો આરંભ થયેલો છે,

> ન શૂં વિષય છોડિ આ હું ચડિયો અવર કેડિએ ?
> નહીં. ઉડુ વિમર્શશો ...

સૉનેટમાલા આ શબ્દો આગળ અપૂર્ણ રહી ગઈ છે. કર્તાની વિચારતરણી કયે બંદરે નાંગરત એને વિષે તર્ક કરવામાં કદાચ દૂરાકૃષ્ટતાનો દોષ આવે.

તેમ છતાં, કર્તાના સમગ્ર વિચારમિનારના કળશરૂપે, સુગ્રથિત (integrated) અભિવ્યક્તિરૂપે યોજાયેલી અપૂર્ણ રહેવા પામેલી, 'સુખદુઃખ' સૉનેટમાલામાં તેમ જ ભિન્નભિન્ન સૉનેટગુચ્છોમાં પ્રગટ થતા બલવંતરાયના જીવનદર્શનના એક વિશેષાંશ પ્રત્યે ધ્યાન ખેંચવું અસ્થાને નહિ લેખાય. કર્તાના જીવનદર્શનમાં બુદ્ધિપૂત, યથાર્થપ્રિય, અજ્ઞેયવાદી વલણ સહેજે આગળ તરી આવે છે, પણ તેની પાછળ શ્રદ્ધાનું વલણ પણ જોવું દુષ્કર નથી. મનુષ્ય જંતુડું છે, આખા વિશ્વક્રમના અનુસંધાનમાં જોતાં. તે છતાં એ સભાન હોઈ

વિરલ મહાપુરુષરૂપે પણ પ્રગટે છે. ('મહાપુરુષો.') 'વિરાટ તત્ત્વોને અણુ માનવીનો જવાબ'માં પણ એ શ્રદ્ધાનો જ ઉદ્‌ઘોષ છે. 'અતલ નિરાશા'માં એ વિષયનું સીધું અથવા 'જગજ્જૂની ચમત્કારકથા'માં ઘટનાનિરૂપણ દ્વારા, મર્મવેધક વર્ણન થયું છે, પણ 'અતલ નિરાશા' પછી જ 'અચલ શ્રદ્ધા'નો બુલંદ ઉદ્‌ગાર સંભળાય છે. મૃત્યુ અંગેની કારમી ચીસ 'મો. કા.ની કારને અકસ્માત', 'અનિશ્ચિતતા'માં સંભળાય છે, તો 'નિશા અને મૃત્યુ' અને 'યમને નિમંત્રણ'માં મૃત્યુને જુદી જ રીતે—આશાભર નેત્રે—જોવાનો પ્રયત્ન છે. એટલે, બલવંતરાય બુદ્ધિવાદી (Rationalist) છે, અજ્ઞેયવાદી (Agnostic) હોય એવું પણ ક્યારેક દેખાય છે, પણ તે સાથે ૬૨ના વિવરણમાં એ કહે છે તેવા 'ઓપન માઇણ્ડ' છે—એમના મગજનાં દ્વાર ખુલ્લાં છે. ધર્મ અને ધર્મઘેલછા વચ્ચે એ ફેર જુએ છે અને એ ફરક દઢાવવાની એકે તક જતી કરતા નથી, એક પ્રજા તરીકેના આપણા અંધ પ્રાચીનપૂજા અને વીરપૂજામાં મચેલા વેવલાઈ-ભર્યા માનસની એમને યોગ્યરીતે જ ભારે નફરત છે. એ કટ્ટર યથાર્થદર્શી (Realist) અને સદ્ વ્યવહારવાદી (Pragmatic) વલણવાળા પણ છે: અનુક્રમે 'એક જગજ્જૂની ચમત્કારકથા' અને 'જૂના સ્નેહીભાઈ શ્રી ... ને શુભોક્તિ' પાછળનો બોધ એ બે વલણોનાં સાક્ષી છે. પણ આ સ્વાસ્થ્ય-ભર્યાં બુદ્ધિવલણોનો અર્થ એ હરગીજ નથી કે એ નાસ્તિકતા-પ્રિય છે, અગર કેવળ શ્રદ્ધાવંચિત છે. એમની રચનાઓમાં

અવારનવાર પ્રગટ થતા શ્રદ્ધાના ઇશારાનો હમણાં જ ઉપર ઉલ્લેખ કર્યો છે. જીવનના અનુભવોનું એક ક્ષેત્ર તો એવું છે જેમાં એક જાતના રહસ્યવાદી (mystic) વલણનો પણ એમને હાથે પુરસ્કાર થયો છે એમ કહી શકાય. એ ક્ષેત્ર તે કવિતાની એમની છ દસકા જેટલી ચાલેલી કવિતાસાધનાનું. છેક ૧૮૮૮માં, કાવ્યયાત્રાના આરંભના 'ભણકારા'માં એ માત્ર 'શીય' બાની સાંભળે છે. સ્વાનુભૂતના આ ક્ષેત્રમાં એ અન્ધર લોકની વાત કરે છે ( 'અધર પ્રાસાદ એ તો કાલ-પર, ... લોક-પર' સો. ૧૨ ), જો કે સમગ્ર જીવનવ્યવહારમાં કોઈ એવી વાત લાવે તેને એ ચરમ સ્વાર્થના ફેનિલ બુદ્દ્બુદો લેખે છે ( સો. ૧૪૪ ). પણ કાવ્યલોક એમને 'મૃગજલી' લાગતો નથી, 'જીવતો' પદાર્થ લાગે છે. એ તત્ત્વને એ 'અનામી' કહે છે (સો. ૧૪૩). કાવ્યલોકની એ 'અણનામિ' અમરતાનું 'બે કવિવર'માં પણ એ સૂચન કરે છે. બીજું એમના અનુભવનું ક્ષેત્ર છે પ્રેમનું, જેમાં પણ રહસ્યવાદી વલણ ક્યારેક ઝબકી જાય છે. 'જૂનું પિયેરઘર'માં પ્રિયતમના બાલ્યના દર્શનનો અનુભવ સાક્ષાત્ કરાવવામાં આવ્યો છે. 'જાગરણ'માં જે 'બુદ્રો' છે, તે 'બ્રાહ્મમુહૂર્તનું સ્વપ્ન' (સો. ૪૭)માં 'વાસ્તવ' રૂપે અનુભવાયું છે. ટૂંકામાં 'મ્હારાં સોનેટ'માં બલવંતરાયનું બુદ્ધિપૂત જીવનદર્શન છે; ક્યારેક એ દર્શન અજ્ઞેયવાદી જણાય છે, પણ એકંદરે નાસ્તિક કે નિઃશ્રદ્ધ નથી. ધર્મવેડામાંથી નીપજતી વેવલાઈ, પ્રાચીન-પ્રિયતા, અવર-લોક, ગુહ્યતા(mystification)ભર્યાં

જીવનદર્શનો, વગેરે માટે એમને ભરપૂર નફરત છે, પણ એ 'ઓપન માઇન્ડ' છે– એમના મગજનાં દ્વાર ખુલ્લાં છે, કવિતા અને પ્રીતિના અનુભવક્ષેત્રમાં એ ક્વચિત્ રહસ્યવાદી (mystic) વલણ પુરસ્કારતા પણ નજરે પડે છે, પણ આ રહસ્યવાદિતા બુદ્ધના આપ્ત અનુભવતંત્રનો છેદ ઉડાડીને નહિ પણ સ્વીકાર કરીને ('પ્રતિબિંબનો ત્રણ લોક તોયે લોક-પર,' સો. ૧૨), સ્વયં બુદ્ધિ પણ આ બુદ્ધિ-પર સૃષ્ટિના અનુભવકિરણને સ્વીકારવા લલચાય, રહસ્યવાદિતાની પણ શાન બઢે–ન કે ઘટે–એ રીતે પ્રગટતી જોઈ શકાય છે, અને મોટી વાત તો એ છે કે સૌન્દર્યાનુભવ (aesthetic) દૃષ્ટિએ એ વાસ્તવ બનીને આવે છે, જે કવિતા માટે તો એક પૂરી અનિવાર્ય શરત ગણાય.

'મ્હારાં સૉનેટ'ના રચનાકૌશલના અંશો કાવ્યરસિકોને વાચને વાચને વધુ ને વધુ પ્રતીત થશે. હૃદ્ગતને સુરેખપણે સાકાર કરવા કર્તા પ્રયત્નશીલ હોય છે; શબ્દવશ થઈ ને પંક્તિઓ કે પંક્તિખંડોને ઘૂસી જવા દીધા હોય એવું ક્યાંય જણાશે નહિ, બલકે શબ્દને વશ કરવાની એમની ઉદ્યુક્તતા તરી આવે છે. એમાં કોઈ વાર શબ્દ મચડાય–મરડાય–તરડાય પણ છે, પણ એકંદરે કર્તાની નિષ્ઠાની છાપ પડચા વગર રહેતી નથી. એક નોંધપાત્ર હકીકત એ છે કે બલવંતરાય ઉત્તરોત્તર આવૃત્તિએ આવૃત્તિએ એમનાં અત્યંત સુપ્રસિદ્ધ અને કાવ્યભોગીઓમાં લોકપ્રિય બનેલાં કાવ્યોના પાઠ પણ બદલતા. નવી આવૃત્તિએ છાપેલી

સામગ્રી જ આપતા નહિ પણ નવેસર નકલ કરતા અને પોતે જડ રીતે નકલ કરી શકતા જ નહિ, એમની કલમ એકાદ નવી સૌન્દર્યરેખા ઉપસાવવાની તક ક્યાંક ઝડપી લીધા વગર રહેતી જ નહિ. ભણકાર–'૫૧ પછી એ જ વરસમાં 'મ્હારાં સૉનેટ'ની આ નવી આવૃત્તિ માટે જે થોડાંકની નકલ એમણે કરી છે તેના પાઠફેર જ કેવા નોંધપાત્ર છે એ જોઈ શકાશે. 'ભણકાર – પહેલી આવૃત્તિ'થી આ 'મ્હારાં સૉનેટ' સુધીમાં થયેલાં પાઠાંતરો રસિક કવિતાભ્યાસીઓ સૌન્દર્યપોષકતા કે અપકર્ષકતાની દૃષ્ટિએ ચીવટથી તપાસશે જ. (હા, બધો જ વખતે એ પોષક નથી, ક્યાંક ઘાતક પણ નીવડે છે: 'ગોરું ચૂસે અખૂટ રસથી' એ પ્રસિદ્ધ પંક્તિમાં 'સતત ચુચુવે' ફેરફારને કેવો કહેવો?) પ્રો. ઠાકોરની કવિતામાં શબ્દવિન્યાસ અંગે કેટલાંક ચિંત્ય તત્ત્વો છે, તે છતાં એનો એક વિશેષ ઊડીને આંખે વળગે એવો છે. 'મો. કા.ની કારને અકસ્માત્'માં જેવી કૃતિઓમાં ભાષાનું જે જોમ જોવા મળે છે તે જોતાં કહી શકાય કે ગુજરાતી સાહિત્યમાં અખા પછી કોઈએ જોરદાર ભાષા વાપરી હોય તો તે બ. ક. ઠા.એ. ક્યારેક 'દાખડા' જેવા લોકબોલીના શબ્દોના ઉપયોગથી શૈલીને એ ભારે બલિષ્ઠતા અર્પે છે. છેલ્લાં વરસોમાં, કદાચ સૉનેટ–ઘાટ માટેના પક્ષપાતને કારણે, 'વીણાહૃદય', 'વરવહુ અમે', 'મહાસર્ગ' જેવી કૃતિઓને ચૌદ પંક્તિ સુધી વિસ્તારી સૉનેટમાં ઢાળી છે. 'મહાસર્ગ'ની મને મોકલેલી નકલમાં

મથાળે 'ખંડહરિગીત' છંદ આપ્યો છે અને પંક્તિ પણ તેર છે. પણ પછીથી એમાં ફેરફાર કરી ચૌદ પંક્તિનું બનાવી આરંભમાં ઝુલણાંનીના અંશો વધુ સ્ફુટ કર્યા છે. પં. ૧, ૨ અને ૫ સિવાય હરિગીતનું દુર્દમ પ્રાબલ્ય છે. 'ખંડહરિગીત'માંથી 'ઝુલણાં'માં ઢાળવાના આ પ્રયત્ન પાછળ, માત્રામેળ છંદોમાં સોનેટ ન હોય એવો કર્તાનો આશય જોવો મુશ્કેલ નથી.

ચાર સોનેટ( ૩૩, ૮૮, ૧૧૮, ૧૨૨ )માં તેર જ પંક્તિ છે. 'ભણકાર –૫૧'નું મુદ્રણ આંખની ખરાબ હાલતમાં અને ઉતાવળમાં થયું છે એ એનું કારણ હોય. નવેસરથી નકલ કરવાની સુટેવનું એક કમનસીબ પરિણામ પણ એ હોય. સો. ૧૩૪ની 'મ્હારાં સોનેટ' માટેની નકલ-માં પાંચમી પંક્તિ પડી ગઈ છે. સો. ૮૮માં 'ભણકાર – આવૃત્તિ – ૨'ની પૂરી ચૌદમાંથી એક પંક્તિ કદાચ ઇરાદા-પૂર્વક રદ કરી લાગે છે, પણ નવી ઉમેરવાનું રહી ગયું છે.

સોનેટ–ઘાટના ઉદ્ભવકાળે એનો વિકાસ સોનેટમાલા દ્વારા થયો છે. બલવંતરાયે બે સોનેટમાલાઓ આરંભી લાગે છે. 'આઝાદી વધશે જ'નો 'પ્રસ્થાન'માં 'સોનેટમાલા' તરીકે આરંભ થયેલો, પણ પછી એકાદ સોનેટ સિવાય એમણે એ આખું રદ ગણ્યું. 'સુખદુઃખ' સોનેટમાલા પણ અધૂરી રહી. અધૂરી છતાં 'સુખદુઃખ' સોનેટમાલા બલવંતરાયના સમગ્ર ઊર્મિ-વિચાર-તંત્રના આલેખનો

અણુસારો આપવા માટે, એમના એક પ્રતિનિધિ કાવ્યગુચ્છ તરીકે, નોંધપાત્ર રહેશે.

આપણી ભાષામાં સૉનેટનો કાવ્યઘાટ ઘણોઘણો ખીલશે, એ ઘાટ બીજા નવનવા અવનવા કાવ્યઘાટ ખીલ્યે જતાં વચ્ચે વચ્ચે વિસારે પણ પડે, ક્યારેક જતાં કદાચ ભૂતકાળનો અવશેષ પણ બને, શબ્દવિન્યાસ અંગેની રુચિઓ પણ સમૂળી પલટાઈ જાય, ત્યારે પણ નરી કવિતાના રસાસ્વાદકોને બલવંતરાયની આ કૃતિઓમાંથી કેટલીકમાંની કવિતાસિદ્ધિ જરૂર આકર્ષ્યા વિના રહેશે નહિ.

'લોકભારતી', સણોસરા
૫–૧૦–૧૯૫૩

ઉમાશંકર જોષી



# અનુક્રમ

## સૂત્રવાક્યો ('મોટોઝ')

૧ યો વૈ ભૂમા તદમૃતં: અથ યદલ્પં તન્મર્ત્યં ॥

છાંદોગ્યઉપનિ૦

(વિરાટ જે, અમૃત તે: તે તો છે મર્ત્ય અલ્પ જે.)

અમૃત=અમર, સુધાસમાન અમરતાબક્ષ.

✻

૨ "જનતાકેરિ જબાન" બની જવાનાં સોણલાં?
અરરર હીન નિશાન! હાર્યો અક્કલ ક્યાં જવાન?

જનતા તો નાદાન બ્હેમભ્રમ લતછંદની
જકડે પડિ, હેરાન, જુનવાણૂ જ ભજે રટે.

ઉન્નતિનિષ્ઠ જવાન, જનતોદ્ધારક સોણલાં
સેવી જનતાકાન સાહી, તેમાં સીંચ તૂ

**બિરાદરી, આઝાદી, તપસ્ત્યાગ મજુરીવખત,**
સમુદ્ધરણસન્મંત્ર જનતાનો જડતાથકી।'



## મંગલાચરણ

[ ભક્તનો સૉનેટને અંતિમ પ્રશ્ન ]

પૃથ્વી

સખી, પરિધથી થતાં ઉર સખેદ સોલ્લાસ વા,
વિરાટ નિજ છાપ એમ અણુમાં સહજ છાપતાં,
દલો મગજનાં પરે તવ ફરે 'નુકુલીતાજગી,
સ્ફુરે હૃદય બુદ્ધિ ચેતન વધે જ આંદોલનો,
અને મનન ગુંજન ધ્વનિત ભાવનોદ્બોધનો
અકલ્પ્ય નવલાં સજીવ ટપકંત તવ પાત્રમાં.

સશક્ત અણુ જેમ જેમ પછિ સ્વૈર પ્રવૃત્તિથી
વિરાટ ભણિ આત્મની કરિ રહે જ આવિષ્કૃતિ,
ઝિલાય વળિ એહ સર્વ તુજ પાત્ર તાજણમાં
કુમાશ રસ ઝાંય રૂપ સુખવાસ એ તાહરાં
અલૌકિક સદાસુહંત અપનાવતી પાત્રથી.

અને અવ વળી 'નુભૂતિ નવલી થશે શી તુંથી ?
તયાર અણુ આ થયો છ છૂટવા 'ણુતામાત્રથી:
તુંયે છૂટિ જઈશ ?
કો અકળ ઠાઠમાં ર્‌હેશ વા સોબતી ? ૧૪

મુંબઈ, ૧-૧૦-'૫૧

## 'ભણકાર 'સંગ્રહનું અર્પણ—૧

વસંત-સ્રગ્ધરા

ના આ કુંવ્યૂં ઉરનિ એકલડી ગુહામાં,
ના એ થતૂં અણકંવ્યૂં; શકું ના વિસારી.
ને હૂં કદાપિ વિસરૂં, પણ સૂર એના
જ્હે જૈ બન્યા 'કિમપિ દ્રવ્ય' જ કૈં ઉરામાં.
રે દૈવદત્ત મયિ રક્ત 'સમાનધર્મી,'
છે દેશકાલ મુજ તે જ ત્હમારિ સૈયા.
તો હે સહોદર વડા, ભણકાર આ જે
સૈયાઉછંગ રમતાં ચડતાં પડંતાં,
સૈયાતણાં સુખદુખોચ્છ્વસિતો લહંતાં,
સૈયાસુખે જિગરની છલકો છવાતી
તે જોઈ પૂરિઅધુરી મનને ડુબંતાં.—
કે શાંતિશુદ્ધિમહિં પ્રાપ્ત પ્રસન્નબિંબ,—
ઝીલાઈ રંક મુકુરે વળિ કૈં વિડંબ,—
જેવા જેવા ઝિલાયા,
સ્વજન મુજ ખરા, અર્પું સસ્નેહ તેવા. ૧૪

ઈ. ૧૯૦૯

# 'ભણકાર 'સંગ્રહનું અર્પણ—૨

[ હતું તે ને તે આ જરિ વસ્તવેશે અભિનવું. ]

પૃથ્વી

નવીન કવનો નવીન ગુંથણી નવીને લયે
કરંત નવલે જગે નવવયસ્ક રૂપાશકો;
ઘણાય નવભાવનાભગત કિંતુ વ્યદાયકો
થતાં અમુક થાય મંદ નવતર વિકાસનાસક્તિએ;
ઘણાય નહિ સર્વ. કોઇ રહિ જાય ચિત્તે યુવા
નવા નવતરા પિઢી સહ ચ્હડી ભરેવા ક્રમ
રુંકાય નિજ શ્વાસ તોય નવ છાંડતો ઉદ્યમ
નવા નવતરા પિઢી સહ ખભે ખભા રાખવા.

થયો છું સમસામયી ક્રય પિઢી તણો, થાઉં છૂં
હવે વળિ ત્રિજીતણો. પિઢિ ત્રણે મહીં જે ભલા
મ્હને, કવન માહરાં સહ, નિજાંતરે દે જરા
જગા, "સ્વજન તે સહોદર વડા વળી તે ખરા"
તણે ચરણ આ ધરી પરમ લ્હાણસુખ માણું છૂં,
—ભલે સ્વજન ગાળ દે,
સ્વજનગાળ પણ હેતની જાણું છૂં. ૧૪

# નવ્ય કવિતા

[ ન ચ્હાશો વા ચ્હાશો, સકુતુક પુછે નવ્ય કવિતા ? ]

### શિખરિણી

મ્હને ચ્હાશો ? ના હું લલિત લલકારાવલિ તરલ;
નહીં ચ્હાશો ? હું તો હૃદય ઉતરૂં તે પછિ સરલ.

મ્હને ચ્હાશો ? ના હું પરિચિત પદાલંકૃત પટલ;
નહીં ચ્હાશો ? હું તો મરમ સમઝાયે ઘુતિ વિમલ.

મ્હને ચ્હાશો ? ના હું પ્રભુ ભજું ચમત્કાર ગજબે;
નહીં ચ્હાશો ? હું તો કુદરત રહું મોહિ અજબે.

મ્હને ચ્હાશો ? ના હું દ્રવું સુરવિલાસાદ્ભુત રસે;
નહીં ચ્હાશો ? હું તો પિગળું જગના અંધ હવસે.

મ્હને ચ્હાશો ? ના હું જડબલજયાલેખન કરૂં;
નહીં ચ્હાશો ? હું તો મૃદુલ રતિરંગે દગ હરૂં.

મ્હને ચ્હાશો ? ના હું ગત સમય જાજવલ્યથિ હસૂં;
નહીં ચ્હાશો ? હું તો ઉડિ ઉડિ જ ભાવિ પ્રતિ ધસૂં.

મહાકાવ્યો જૂના કવિયન અને વંદું સહુને;
નવે કાળે તોયે કવન નવલાં સર્જિં દઉંને ? ૧૪

# ભણકારા

## મંદાક્રાન્તા

આઘે ઊભાં તટઘુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાંત રેવા સુહાવે;
ઊંચાંનીચાં સ્તનધડક શાં હાલતાં સુપ્ત વારિ,
તેમાં મેળે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે જાણે નિજ નરિ જુવે કાંતિ તો દૃષ્ટિ સૂતી
ચોંકી જાગે, કુસુમવસ્રને તેથિ જ્યોત્સ્ના લપાતી;
ને બીડેલાં કમલમહિં બંધાઇ સૌંદર્યઘેલો
ડોલે લૂટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

ત્યાં સૂતેલો લવું નવલ અર્ધો અનાયાસ છંદ,
કે ડોલંતી ગતિ પર સજૂં બીનના તાર સંદ,
તેમાં આ શી – રજનિ ઉરથી, નર્મદા વ્હેનમાંથી,
સ્વર્ગંગાની રજત રજ, કે વાદળી ફેનમાંથી,
—પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
બાની ભીની નિતરિ નિગળે અંતરે શીય, સેહ્ની ! ૧૪

ઈ. ૧૮૮૮

# વીણાહૃદય

## શિખરિણી અને શિખ૦ જાતિ

મહા રાને વીણાહૃદય બિનઆધાર લટકે
અને અસ્થી પીછાં પરણ રજ, સૌ આવિ અડકે;
તપે દીસે રાતે ભરચક બને ઓસ ટપકે,
સદા સૌને મીઠા પ્રતિસુર કહો શૂં વહિ શકે ?

વળી ઝંઝા વીંઝી નભપટ ચિરે આડું ઊભૂં ચિરાડે,
અને શૈલેશોને ફુલ લઘુક શા ફૂંકિ ફુલવી ફગાવે;
પ્રચંડ ધ્વંસે ને તુમુલ ઘમસાણે 'ટ્ટહાસ્યો ગજાવે,
ક્ષયો નાશો માંહીં પણ પદપદે સર્ગ વાસંતિ વાવે;
ઝરા તાજા મીઠા તરલ રસળંતા ઉભરતા
વહાવંતી જ્યાં ત્યાં, સહુ અજબ આશાજનકતા !

તિહાંયે તૂં વીણા અપુરવ ન શૂં ગુંજિ ઉઠશે ?
નહીં મીઠા તાજા સુરપ્રતિસુરોલ્લાસ લવશે ?
ત્રુટ્યા ભેંસાસૂરે ગડગડત ઘો ના દ્વિગુણશે ?
—બધા ત્હારા ધર્મોઃ નિજ પર રખે કો તું ગણશે ! ૧૧

# કવિની સ્નેહતૃષ્ણા

## હરિણી

મદન વપુને ન્યાળી જોતાં કસૂર નહીં જડે,
ગગનતળિયે ચરનારાંના શિરોમણિમાં ઠરે;
પણ નયનને વિશ્વાસે જ્યાં ગણી નિજ જાતનાં
ઉછળિ તલસૂં બંધૂભાવે, છળૂં નિકટે જતાં !
પ્રણયઉભરે પ્રેરાતો હૂં ઢૂંઢૂં ઝિલનારને
પ્રણયતરસે ઘેલો જાચૂં પિલાવનહારને:
બહુ તરવરે મનુજાકારો જુવો દૃગ જાય જ્યાં,
પણ ઉર બથે ભીડે એવૂં કહો મળવૂં કિહાં ?

તરસઉભરે મૂકી માઝા ધસ્યૂં ઉર કોટિધા,
સ્વકિય.રસથી રંગી લીધાં અનેક અનેકધા :
પ્રિતમ નિરખે ઉન્માદે જે છબી ગત વ્હાલિની
સજિવ જ ગણી,–કલ્પો ભાવી દશા હતભાગિની !
અનુભવ થયા વારે વારે, હયૂં ન કરે કહ્યું,
અરર કવિ બિચારા, ત્હારે ઝુર્યાં કરવૂં ઠર્યૂં !    ૧૪

# કવિનું એકાંત

પૃથ્વી

“રહે પડિ શું એકલો ? ચલ નિ વાડિની મૉજમાં,
જમી રમત ગાન ધૂમ પત્તાંતણી મચવશૂં :
ઉઠ્ એ ! નવ શું આવ તૂં ? અરર કોણ તૂં જેહવો,
બળેલ ! દિલલિજ્જતો તુજ સરીખ માટે કશી !”

ગયા ! વિષયકીટ એ અસલ લિજ્જતો શૂં લહે ?
ભરે પવન મસ્તકે : નહિ સ્વયંભુ ઊજમ મળે.
ભલે રમત એમની : મુજ કને મહાખેલ શા !
અને ટિણુટિણીતણું ભળતું શુષ્ક કો કંઠમાં
સુણી વહન, ગાન એ ગણિ, દિલે ભલે રાચતા,
–ક્ષમા, સહૃદય દેવિ, ધૃષ્ટ નવ તે નર્યા અજ્ઞ જે.

પધાર અહિં, છે જ આ હૃદય ત્હારું સિંહાસન,
મિલાવ ગુણ, પૂર સૂર, પ્રવહાવ તે ભારતી !
–સુણે ઝિલિ રહે પ્રસાદ તુજ પ્યાસિ સૌ મોરલા,
અને વિધુસુધા થકી, ખિલિ રહે બધીયે કલા ! ૧૪

ઈ. ૧૮૯૯–૧૯૦૦

# કલારાજ્ઞી કવિતા

## પૃથ્વી

વિનશ્વર બધું: અનશ્વર કલા સદા એકલી.
પડે ગગડિ, વિસ્મરાય અહ ! રાજ્ય રાજાકુલો,—
રહે અમર કોઇ કોઇ પ્રતિમા ઘડી ધાતુએ આરસે:
મલીન મિત શબ્દ કોઈ રહિ જાય સિક્કો જુનો,
ચડે જમિન ખોદનાર મઉ દૂહાડિયાને કરે
પડે કદિક સ્રોતપૂરગતિઠેલિયો કાંઠડે :
–પ્રમાણ બસ એટલૂં જ સુખ કાલ દર્શાવતૂં
અનેક રણજીત ઊર્ધ્વધ્વજ કોઈ સમ્રાટનૂં.

વિનશ્વર બધા ય દેવ; ન સનાતના દેવતા;
ક્રિયા વ્રત વિધિ પ્રથા ઉખડિ જાય પંથે નવે:
અનશ્વર અમર્ત્ય કાલવહને તરે, ના ડુબે,
ભલે અણુ, ભલે વિરાટતનુ સેંકડો પંક્તિની,
–શિરોમણિ તમામ માનવરચ્યા કૃતીમંડલે,
લસે અસલનૂર હૂર કવિતા કલાસ્વામિની. ૧૪

# અમરતાબક્ષ કવિતા

## ગુલબંકી

નમોઽસ્તુ પદ્યદેવિ, સાચિ પ્રાણદા !
અનંત કાલસ્રોત સારું ભૂરું તુર્ત
જાય તાણિ, દે ડુબાડિ ભૂતગર્ત્ત :
રાવરાણ ઝબકિયા ખદ્યોત શા,
નિશાતમે વિલાય ચાંદની જશા :
શ્રેયબોધ શા દિધા કયા ગુરુ,
સુધાઝરંત વાણ શી વદ્યા પ્રભુ,
પદ્યદેવિ, જે યદૃચ્છ નોંધ તૂં
સદાસુહંત વાણિબદ્ધ, અસ્મદીય તેટલૂં.

મ્હાણ કોક, સિક્ક કોક, ટીંબ કોક,
મૂક તેજશૂન્ય ભૂતશેષ એ,
દિસે ટકેલ તોય નિષ્પરાણ તે :
કાલસ્રોત સર્વ કૈં ડુબાડતો,
ત્વદીય લયપદી જ, દેવિ, તારતો. ૧૪

# કવિતાની અમરતા

પૃથ્વી

વધે તિમિર, શૈલશૃંગ બુરખા ધરે મસ્તકે,
સરે દ્યુતિ જલોતણી, તરુ છવાય સૌ કાંઠડે;
હુલાસિ મધુરા જ જાય શમિ સર્વ કલ્લોલ તે,
નિકુંજ વનરાઇ શી સુખર, રે બને મૂક તે;
ગઈ દ્યુતિ ઉડ્યા ખગો, ગતિ વિલાસ લીલા અહા
સુલાયમ બુલંદ તે સરસ ગીત જે એકદા
સુરૂપ પ્રતિ એક, મોહક વિશેષ એકેકથી,
અહો ગત શું તે થયાં, શું ફરિને સુણાવાં નથી ?

નિશા પછિ ફરી ઉગે દિવસ, ગ્રીષ્મ વાંસે વૃષા;
અને ભુલિ અહં જુવે મનુસમાજકેરી દશા
જુવે છ દગ તે જગે યુગ રસાળુ સૂક્તતણી
ક્રમે ભરતિઓટ ઓટભરતી તણી ઝૅલડી.
ન મૂક કવિતા થતાં કવન મૂક આ પેઢિમાં
અહં વિસરિને જુવોઃ—કવિ યુગે યુગે નૌતમા. ૧૪

ઈ. સ, ૧૯૨૩

# મહાસર્ગ

## ગુલબંકી

સ્વપ્ન તો ય ના ખ્વાબ કેવલ
સત્ય તો ય ના કઠોર ભૂતલ;
ઐતિહાસિક આજની ને ભોંય ઊપર
પણ અ-ધર પ્રાસાદ એ તો કાલ-પર;
મ્હાલતો ધરા ’થ દીપતો ઉડંત અંબર.
મન હરે વૈવિધ્યભર ઉપવને પરિસર;
વિતત તોય સુખે જ નેત્ર નિહાળતાં.

નરનાર વિરલ વિરાજતાં, કૃતિઓથિ પોત પ્રકાશતાં,
નિજ કોડ માટ મૃગેન્દ્રથી મૃગકો સમાન મથંન અંદર !

પ્રતિબિંબતો ત્રણ લોક, તોયે લોક-પર !
ઉત્તુંગ શિખરો વ્યોમભેદિ ધુસંત ઊપર !
જો નયનભર જો રસિકવર ! જો કલાધર !
સ્પષ્ટ વર્ણાકાર એહ જિવંત, જાય ગળી અગર
દરિયાગગનને નીલશુભ્ર જ્વલંત પાદર ! ૧૪

# સાચો કવિ

વસંતતિલક

આત્મીય ભાનતણિ વૃદ્ધિવિશુદ્ધિ થાતાં
સૂકું લિસૂં કવિપણું વિલસે કદાચિત્;
સાચો પરંતુ કવિ તે કરુણાર્દ્ર શાંત
જે લાગણી અગણુ બંધુ તણી લહે છે,
તેને ચગાવિ ગગને રમતી મુકે છે,
ને એ અભોમ દ્યુતિથી હૃદયો રસે છે.

શાસ્ત્રીય જ્ઞાનતણિ વૃદ્ધિવિશુદ્ધિ થાતાં
લીલાં સુકાં સરજનો વિલસે કદાચિત્;
સર્જે પરંતુ કવિ તે વર કાવ્યસર્ગ
જે સારવી અગણુ બંધુતણા વિચારો
તેના સજીવ નરનારનિ મૂર્ત્તિવાળાં
વૃત્તાંત સંકલિ શકે રસઝર છબીલાં.

આત્મીય ભાન નવ, શાસ્ત્ર બુઝે ન જેને
કવનો ન રે લવન કેવળ કંઠ તેને. ૧૪

# અનંત પ્યાસ

પૃથ્વી

મ્હને ચુમવું, વ્યોમ, ત્હારું અતિ દૂર ઊર્ધ્વોચ્ચ ગો
દિસંત ન દિસંત ઊર, વદ, ચૂમવા દેશ ને ?
વદંત ન વદંત ઓહ. વધતા પ્રકાશે 'નિલે
થતો ગરમ તેમ શીતલ ઉડૂં છ પ્યાસી દિલે.

અને અનુભવૂં છ સંશય, ઉડાતું આ કે નહીં ?
સમીપ લવલેશ વ્યોમઉર તો જણાતૂં નહીં,
ઉડૂં છ ત્યમ દૂર દૂર શું નભે ઉડંતૂં સહી ?

યદા ઉડવું છાંડિ હૂં ઉતરિ જાઉં પાછો મહી,
સરંત 'ભિસરંત એ મુજ પુઠે શું આવે અહી ?
ઉડૂં ઉતરું વેળ વેળ, વળગ્યો મ્હને નાદ એ;
તપૂં ઠિજું ઠિજૂં તપૂં, વધત તેમ ઉન્માદ એ :
ન દૂર ન સમીપ એ : એ નહિ જ દૃષ્ટ અદૃષ્ટ એ !

મ્હને ચુમવું, વ્યોમ, ત્હારું અતિ ઉચ્ચ અતિ દૂર એ
જ્વલંત ન જ્વલંત ઊર, વદ, ચૂમવા દેશ એ ? ૧૪

ઈ. ૧૯૪૬

# સૉનેટ પ્રશસ્તિ

### મુક્ત પૃથ્વી

કલા ફુલડું નાજુકે બદન માર્દવે મસૃણું,
સુવાસ તણિ માધુરી, દલ દલે કુમાશે સિંચી
મુદા, ચિત હરે ભરે મગજ સૂક્ષ્મ રિદ્ધી ખચી:
ભલે ન ભડ કાય, સુંદર તું તો અણૂયે અણુ.

અને વિવિધતા અનંત તુજ: ના ભૂમી ના હવા,
વિકાર ઋતુ આબનો નવ, પ્રભા ન છાયા ન વા,
'નુકૂલ નવ જેહને તુરત તૂં બની જાય ના,
ખુબી સુરખ જેહ ના તુરત ખિંખિ અપનાવ તૂં:
છટા ગુણ સુડોળ ઝાંય, ફુલસૃષ્ટિએ ના મણા,
તમામ ઝડપી સ્વયં સહજ રાજ તૂં, મ્હાલ તૂં!

અને કવિઉગાડ્યું તૂં કુસુમ, શબ્દ લય સાધને,
કલાસલિલસિંચને, મનનને અભૌમેન્ધને,
ધરે જ ગુણ એક, જે ન કદિ ભોમ ચીજે વસે,
—વિલાતું ખિલતાં જ એઃ અમર તૂં! સદાયે લસે! ૧૪

ઈ. ૧૯૪૮

# સર્જક કવિ અને લોકપ્રિયતા

## ગુલબંકી

જુવો ઉઘાડું છે કમાડ, જાવ જ્યાં રુચે;
સ્વલ્પ બિંદુયે દયાનું ના ખપે હુંને.
ખિલો ત્હમે ઉછાળતાં અજબ છટા ઉંચે,
સુંદરી, વહો વરેલ પંથ ન્હાવ તે ક્રમે,
રહો સ્વતંત્ર, એ જ પ્રેમતૃપ્તિ દ્યો હુંને ત્હમે.

સાંભળ્યું હશે ઘણૂં ય જે બખીલ ને
અસૂયકો ગુંથી રહ્યા વિરુદ્ધ દાસની;
શ્યામ બીજ એ ઉદાર કાળજે સરી
કરે કઠોર સૌમ્યને, સખેદ વા સલીલને,
પ્રેમને અસહ્ય તેઃ પ્રિયે, ન પ્રેમ ઝૂંસરી;
સ્વતંત્ર આવિયાં, સ્વતંત્ર ત્યાગવા અસીલને,
જુવો ઉઘાડું છે જિ દ્વાર, જાવ જો જવૂં જ નીસરી.

શબ્દ ના; ન કંપ લેશ, ચક્ષુ ઝાંય શી કળાય
દીર્ઘ પક્ષ્મ રક્ષિતા ? પરંતુ સુંદરી પધારિ બેસી જાય ! ૧૪

# પ્રતિધ્વનિ

મુક્ત પૃથ્વી

સુણાય રવશોર ચોતરફ રોજ નાના જગે
ઘુંઘાટ ગગડાટ, મર્મર મિઠા ઘનો વાયુના
ભયાનક વ મંજુ સૂર નદ સિંધુ ખીણે નગે,
જલ સ્થલ નભે અસંખ્ય રવ જીવ ને જંતુના
મહીં કરુણ ને જિતે ધ્વનિ કદાપિ આનંદના.
પરંતુ સમુદાયમાં ઉભરતાં જનો જ્યાં ઠગે,
તિહાં ચડસવ્યાકુલા જડ વિલાસમોહો ચગે.
બસૂર અહ કારમા ભિષણ ઘોષ શ્હેરો તણા
મદાંધ ગહિલા અરે દનુજિ રોષ ખારે ધગે.

તિહાં વિરલ જીવ સૂરદરિયા થકી માધુરી
વરી, રતિરસાર્દ્ર અર્થ સહ પૂરતા વાંસળી
સુણે, મધુરતા પિતાં મધુરતા જ પાતાં અને,
સુધન્ય ઘડિએ અહો મધુર ગુંજનો સ્વીય એ
ઝિલાઈ પ્રતિગુંજતાં પ્રિયતરાં અવરે વાદને. ૧૦

# પ્રિયા કવિતાને સર્જક કવિના અંતિમ બોલ

મુક્ત પૃથ્વી

કિશોર વયથી, પ્રિયે, હૃદય મુગ્ધતાએ હર્યૂં,
તુંને રિઝવતાં હું તૂંથિ અધિકો થયો રીઝતો;
વિકાસ તુજથી હુંયે સહજ થૈ ગયો વિકસતો;
ન તેંય મુજ કોઇ લક્ષણ સલીલ જે ના ધર્યૂં.
રહ્યાં કર કરે ગ્રહી, પદ પદે ચડ્યાં ડોલતાં.
વિષાદ; ઘન ઘામ; ઠંડક સુખાનિલોની વળી
સહ્યાં ઉભય કંઠ કંઠ યુગલે ભુજા સાંકળી:
દ્વયત્વ સર્યું વીસરાયું, દૃઢ જામિ ગૈ એકતા.
પ્રિયે, ન કળું ક્યાંથિ તૂં મુજ પડી ગઈ લોચને,
કળૂં નવ વળી શિ રીત અધિકાધિકી જીવને
ભરૈ ભળિ ગળી બની તું મુજ જીવનૂં જીવન:
જઈશ ઉડિ તૂં હવે ? ન મુજ જોર ત્હારી કને,
અતૃપ્તિ પણ તેં ન લેશ ઊણપે ન રાખી અને: ૧૪
કહૂં છ બસ તૂં જતાં વણસશે જ આ કેતન.

# બે કવિવર

## મુક્ત પૃથ્વી

કર્યાં કવન કેટલાં નવ ગણો, કર્યાં તે જુવો.
અને અવરનાં સમીપ ધરિ દ્યો, ભલે શ્રેષ્ઠનાં:
કલા? ભભક? સાર્થતા? રસ? કુમાશ? ઔચિત્ય? ને
અવર્ણ્ય અણનામિ તે અમરતા પરા, સિંચઈ જે
સુદીન પરજીવિ દુઃખિ અણુ કેરિ યે વાણિમાં :-
નહીં ચડતિ એથિ કોઈ કૃતિ શ્રેષ્ઠ કવિમાંય તે
શકે જણવિ કોઇ, લાખ કરતાં ય તે દાખડા.

કરી રહું કલાપિ કાન્ત તણું આટલૂં ગૌરવ,
ન છૂં અગર કે અજાણ ઉભયે હતાં જંતુડાં,
અસંખ્ય મનુજો સમાં, અવર સર્વ વ્હેવારની
અનંત લઘુ મોટ વાત વિગતો વિશે : જેહથી
ભર્યાં સભર આપણાં જિવન જંતુડાંનાં સદા.
ત્હમે કવિ સ્તવી રહો અવર—નર્મદો, ન્હાનલ,
નૃસિંહ, દલપત્ત, બાલ: સ્તવું વંદું હૂં આ જ બે. ૧૪

# કાલિદાસ

મુક્ત પૃથ્વી

મહાકવિ તું કાલિદાસ : તુજ મુક્તકોની પ્રભા
છટા મધુર ને સહાસરલ વાસ્તવે વર્ણવે
ફૂલો, કિસલયો, લતાતરુવરો, નદી પર્વતો,
સુધાધવલ મ્હોલ જ્યાં જળહળંત રત્નદ્યુતિ,
વનો નિબિડ અસ્ખુસૂલ, નગરો જનાકીર્ણ, ને
સુરો, ઋષિકુલો, સુધર્મછડિદાર રાજર્ષિઓ !
મહાકવિ તું કાલિદાસ, તુજ કલ્પના–અપ્સરા
અગોચર કરે છતા કંઈક ભાવ શ્રદ્ધારસ્યા;
વળી સ્થલ કથા પ્રસંગ વિગતો વિભિન્ને ય તૂં
અનંગ શિવ–પૂતનું અજબ સંકટો જીતતૂં
તવાઇ તપથી થતૂં અમર સત્વ, નરનારનૂં
સુકાવ્ય કવતો સનેહરસસિદ્ધ અદ્વૈતનૂં !
નથી ફિકર લેશ ભાવિ તણિ માનવીજાતિના
રચે યુગલ ઐક્ય જ્યાં લગ અનંગ અદ્વૈતનાં. ૧૪

## 'પિંગળશિક્ષણ'નું મંગલાચરણ

### મિશ્રજાતિ

માધુર્ય સૌન્દર્ય સહે અનંત
અતર્ક્ય લીલામય ભવ્ય લાઘવો
હે દેવિ, રાચો પ્રકટી પદે પદે,
કંઠે, કટાક્ષે, મુખના મરોડે,
ભ્રસ્પંદ, ઓષ્ઠોનિ અદા, કટીની
છટા ત્રિભંગી થકિ, પ્રૌઢકોમલે !

વર્ણી વર્ણંતૂં, ગણમાત્રા ગુંથંતૂં,
આ શાસ્ત્ર વાંછું અથવા સુરેખ.
આ અંજલિ ભીખત આર્ત્ત કંઠે
ત્યાં અર્પું, વિઘ્નો તરિ, દોષ ખામિ સૌ
થકી બચી, ઇચ્છિ ફલાપ્તિ સદ્ય,
માયા ત્હારીએ, થયો વૃદ્ધ તોયે,
ત્હને વલ્લભે, નિત્ય ઉષાનિ ઝાંયે
સોલ્લાસ આ લેખણ જ્યાં ધરૂં કરે. ૧૪

# આઝાદી દિનઃ સૌ રૂડું જેનો અંત રૂડો

શાર્દૂલ૦

સામ્રાજ્યો ઝઘડ્યાં, તિહાં બલતુલાક્રાંતી થઈ એહવી
ન્હાનેરાં કંઇ ઊથલી ભુંઇ પડ્યાં, ને મોટ જામેલ બે,
ધીંગાં બે સુસમૃદ્ધ મિત્ર કુમકે જો કે રળ્યાં લ્હાવ છે
જેજેકારતણા, થયાં છ અરિના ઘાભીંસઝેરો થકી
એવાં જર્જર માંડ છે શ્વસિ રહ્યાં નિઃશ્વસિ રહ્યાં હાંફતાં,
ને આયુષ્ય ટકાવવા દઇ દઈ દા' ટૂંકડા અલ્પધી
આપોપૂં નભચ્યે જતાં, અધમુવાં શાં રાતદી કાંપતાં!
આ સંજોગ અપૂર્વમાં જુનિ ધરાએ 'નેક ચંપાયલી
ક્રોટંક્રોટિ પ્રજા કરે સર ઉંચાં, દાસત્વ ઊસેટતી,
લંકા, મીસર, મૂર, હિંદ, હબશી, બર્મા સિયાં કોરિયા,
આઝાદી રળિયાં, રળે, રળિ જશે, આ ક્રાંતિ ન્હોફાટમાં,
હર્ષે એમ ચગે કિશોર, મચતા લલ્કારનૃત્યે યુવા,
પ્રૌઢા ચિંતવતા ગભીર બની જૈ ચેપી ય એ રંગમાં,
—આઝાદી બલહીનની જ સમણાં-ઓહ !
કારમા અંતમાં! ૧૪

ઓગસ્ટ ૧૫, ઈ. સ. ૧૯૪૭

# ગાંધીજીની પાકિસ્તાને ચઢાઈ

પૃથ્વી જાતિ

નવી ફરજ એક થકિ એક ઉગ્ર તું તો દિનોદિન વરે,
અશક્તિ વયની, વિરોધ ઇસમી ન સંધીય લેખે ધરે;
અસંખ્ય તુજ ચેલ ચેલિ થઇ દિંગ
થંભી જતાં જ્યાંતિહાં,
વિપક્ષિ પણ નેકદિલ વદત,
" રે ! ન લ્યો આવડાં જોખમ ! ".
અને જગત સર્વશઃ પલકહીન ન્યાળી રહે આ ગમ
ફરે શું તનયષ્ટિ ગામ પર ગામની ધૂળ આ ખૂંદતાં,
—વિરોધિ જનતાબ્ધિ મોજ પર મોજ
શી શાંતિથી સેલતો,
મનસ્વિ ! બસ બંધુતાકવચધારિ,
વૈરી તણાયે દિલોજાં ખરો.
અપૂર્વ અતિ ધાડસી ટહલ આ હરાવે કવીવાણિને;
અકલ્પ્ય, દગ તોય આમ હરતા અનામી જ સ્ફુલ્લિંગને !
કહે કવિ શુ 'વીર', શૂં 'શહીદ',
શૂં 'મહાત્મા', 'પિતા' શૂં, 'વડેરો'જ શૂં ?
વૃથા જગતવાણિ માત્રનિ તમામ 'લંકારરિદ્ધી ન શૂં ?
ચહે ફકત બંધુતા; ન વચને; ભિખે સક્રિયા બંધુતાઃ
લહે અભય શાંતિ સર્વ સુખ શીલ, જ્યાં બંધુતા. ૧૪

# ગાંધીજીની શાહીદી

[ પંડિતજીની નભોવાણી : ૩૦–૧–૧૯૪૮ ]

પૃથ્વી

૧

સુહૃદ્–સહપ્રવાસિઓ, બુઝઇ જ્યોત. યાત્રા પથે
પડ્યાં તિમિર ગાઢ, ના કળિ શકાતિ એકે દિશા.
ન જાણું શું કહૂં, કહૂં કયમ,–સિધાવિયા બાપુ, હા!
ગયા પ્રિતમ સંઘવી, પિતર ભારતી સંઘના,
ગયા થઇ ગયા વિલીન તલહીન શૂન્યોદધિ!
—ન જાણું મુજ વેણ વા વિતથ, તો સમારું કયમ!

ખરે જ દગ આપણી નહિ જુવે રહી'તી યથા
નિહાળિ વરસોથિ તે મૃદુ શિવંકરા આકૃતિ,
પદાંબુજ જ જેહને ઉરવ્યથા બધી ઠાલવી,
હથેળિપરસે અમીમય, ભલી સલાહે ઠરી,
નિરાંતદિલ આપણે વળિ ભવે હતા જુતતાઝુઝતા.
અહો શિર પડી મહાવિપદ આજ બાપૂ જતાં,
નહીં ફક્ત આ શિરે, અગણ હિંદિના શિર પરે!
ન રે કશું વદાય જેથિ હળવી બને એ રતી! ૧૪

૨

બુઝાઇ ગઇ જ્યોત એમ ઉચર્યો હું, તે તો વૃથા.
અમર્ત્ય અપરાવલંબિ અલઘુપ્રસર જ્યોત એ
ઘણાં વરસથી ઉગી અવનિએ હતી આપણી,
ઘણાં વરસ એ હજી જગભરે રહેશે ઝગી,
અસંખ્ય દિલને રુડા વિતરતી દિલાસા સદા,
અસંખ્ય દલિતો, અનેક ગણ દાસ્ય પંજર પુર્યા,
સમુન્નયન પંથ સૌમ્ય ઉદ્બોધતી સર્વને.
અછૂત ખટકોટિ ત્યાં કર સહાઇને ઉદ્ધર્યા,
ગુલામિયત ત્યાં કરી ભસમ સાત્ત્વિકે પાવકે!

ગુલામિ અહિંની થઈ ભસમ તેહ યજ્ઞે ભળી
કણી જડ, ટળી ન તેહ, ભડકા ઉઠ્યા તેહના,
અને અગણ બ્હેનબંધુ એ અનલકોપ ભખ્યે જતો
નિહાળિ કુદિયા જ એ ભડભડાટ માંહે સ્વયં!
કયો તરુણ જોબને જઇફ આહવાથી ચડે! ૨૮.

૩

શમાવિ દિધ દાહ ! તોય પણ ઘોર ક્રૂર એ આસુરી
વિનાશક શિખા તણા ખુદ બની ગયા ભોગ એ !
અહો શરમ ! હિંદના મુકુટમૌલિનૂંયે નહીં
થયૂં જતન ! રે થયૂં જતન ના અસંખ્યાતનૂં
પડયા બલિ જુવાન વૃદ્ધ શિશુ આતશે ઘોર એ !
રહી છ હજિ એ, વળી ઝઝુમતી બિજી યે વિપદ.
કરીશું સહુનો ય હિંમતભરે સુદઢ સામનો,
ચળીશું નવ બાપુના સદય સૌમ્ય નયબોધથી.
નથી જ બલહીનનો અથ ચ બાયલાનો નથી
પવિત્ર પથ બાપુનો, નથિ ય ક્ષુદ્ર હૈયા તણો.

ન ક્ષુદ્ર સહ ક્ષુદ્રતા ઉચિત ચિત્ત સમુદારને,
ન સાધન મલીન લેશ ખપતૂં કદી બાપુને.
નથી ચળવું આપણે ય પ્રિય બાપુની સીખથી,
લિયો શપથ પંચભૂત વિભુતી સમક્ષ આ બાપુની ! ૪૨

# શ્રી જવાહરલાલ નહેરુને અમેરિકાની અંજલિ

પૃથ્વી

મહાન સપરાણ સૌમ્ય સાત્વિક વિનમ્ર, સલ્લાગણી-
ભર્યા જગદવ્યાપિ દીન જનના સમુદ્ધારની !
પ્રસન્ન વચનાવલી શિતલ કૌમુદીન્હેન શી
વડે અમ રમામદીલ વતને સુધાઝર્યં રે
અપથ્રહ ધ્રુવા ત્હમે પદ ધર્યા જવાહર ભલે !
નિખાલસ જબાન પાક જિગરે પ્રસૂનાવલિ
ફિરો વિકિરિ રહો તિહાં વળિ સ્વયં સુવાસાર્દ્ર શાં
રહે છ પ્રસરી અનેક સ્મરણો ત્હમારા ગુરુ
જગન્નમન પાત્ર તે દલિતબંધુ સેવાવ્રતિ
તપોધન મહાત્મ પુણ્યનિધિ હિંદ બાપુ મોહન તણાં
થતાં સજિવ ઓપતે તમ અનૂપ ભક્તી રસે !
જવાહર, ત્હમે જ ભારત ભુમીનિ આશા વડી,
'યુનો' જગત શાંતિ સંઘ ભવને મહાસ્તંભ છો:
જવાહર, ત્હમે જ વિશ્વ વિખવાદના અંતક ! ૧૪

માને છે. સૂક્ષ્મ, ઊંડાં વિશિષ્ટ નિરૂપણો ઘણાને દુર્બોધ રહે તે સાહિત્યની મર્યાદા નથી, અનધિકારીની અશિષ્ટતા જ છે.

**૧૧૦** : ત્રાવણકોરનો 'પાટવી' એટલે એક મતંગજ. સભામંડપોનો મોટામાં મોટો વચલો સ્તંભ તું વીશ વર્ષનો હતો ત્યારથી એકલ પંડે ઉપાડી ગોઠવી બરાબર ખોડી આપતો આવેલો, અત્યારે સોની વયે પણ એ તારી ફરજ એવી ને એવી ઉત્તમ રીતે બજાવતો રહ્યો છે.

**૧૧૧** : કંઠે સજું, ગોખી લઉં, કંઠે માલાની જેમ પ્હેરું.

**૧૧૨** : ત્હને અમથો નકારો નથી કરતો, આ ક્ષણે તું ખરે જ વિક્ષેપરૂપ છો, ચાલ્યો જા અલ્યા ભોઠ, તેં મ્હને કોણ ધાર્યો ?

**૧૧૩** : માનવજંતુડાંની સો અનુભવે ય શેની હટે ઘોર અજ્ઞાનજન્ય હઠ !

**૧૧૪** : રાતદિવસ ગાળિયેં છ. અણુ, અધુરી. આ ને આ જીવનપ્રવાહ સમુત્ક્રાંતિ પ્રતાપે સ્વર્ગંગા સમાન બની રહેશે એમ જોઈ શકે છે, શાસ્ત્રીય પુરાવાઓને આધારે શ્રદ્ધા સેવી શકે છે.

[ ડૉ. જ્યૂલિયન હક્સ્લીના સૉનેટનો અનુવાદ. પ્રથમ છપાયો 'સંસ્કૃતિ' જાન્યુ. ૧૯૪૮ પૃ. ૩૨. લેખક અનુવાદ ઉપર પણ કેટલું કામ કરતા તે આ બે પાઠ સરખાવવાથી પ્રાસ-રચના સુધ્ધાં ફરી કેવી નવીન નિપજાવી છે વગેરે

જોવાથી સમજાશે: પં. ૧૪ નૌતમા–ભણકાર–૩ માં ' તૌતમા ' છે. ]

**૧૧૫** : દગડ, પત્થર ( મરાઠી ). વસો, વસ્તુઓ. પ્રવાલ-દ્વીપ, પ્રવાલાના ટાપુઓ( 'એસરલ્ડ આઇલેન્ડ્સ ' )ના સાથરે સાથરા.

**૧૧૬** : ઘોડલે ચડિ, ખેલગામ મસ્તીમાં.

**૧૧૭** : ઘન, પ્રવાહી કે હવાઈ એ ત્રણ વર્ગનાં દ્રવ્યોમાંથી ગમે તેને ગમે તે વર્ગનો આકાર આપવો; અનેકાનેક જડ વસ્તુમાંથી વિદ્યુત્, લોહચુંબક શક્તિ, ઉષ્મા, ગતિ આદિ રૂપાંતર ઉપજાવવાં; સ્થાવર ને જંગમ, અદૃશ્ય ને દેખાતું, અશ્રાવ્ય ને સંભળાતું બનાવી, એવી અનેક ઉથલપાથલો દ્વારા ત્હમારો ઉપયોગ કરી લાભ ખાટું છું. તેમ ત્હમને ય મૂળે છો તેથી વધારે સજીવન બનાવી લઉં છું.

**૧૧૮** : કસોટી પત્થર પર વિશુદ્ધ હેમની જે રેખા પડે છે તે મુક્તિ, એ ત્હારું મંતવ્ય છે નહીં. લૌકિક જ વિજય-સમૃદ્ધિ વગેરે સદાચરણ ભક્તિ ભલાઈ ચારિત્ર્યનાં અનિવાર્ય ફલરૂપે પ્રાપ્ત થાય છે એ પણ તું સ્વીકારતો નથી, એની વિરુદ્ધ જતા અનેક દાખલા તું સંભાર્યા રચ્યા કરે છે. જુવો આની જોડી સમું રચાયેલું સૉનેટ આ પછીનું.

**૧૧૯** : આંધળાં, આંધળિયાં કરીને. ત્હને વેરી વળી કુબ્જ કરી લે છે. અસત્, અંધશ્રદ્ધા, ઘણાખરા ધર્મો અને

પંથોના સિદ્ધાંતો ('ક્રીડ')માં પરમ સત્યો તરીકે સ્વીકારાએલાં. સદાચારના દૃઢ વર્તનથી જે ચઢ્યો તેને વળી સત્યાસત્યની કસોટી જ શી? તું બસ ત્હારા માની લીધેલ ત્રાતાના ચરણે પડ્યો પડ્યો ત્રાહિમામ્, ત્રાહિમામ્, જપ્યા કર! ધૂમાડાના ગોટંગોટમાં ત્હને શું દેખાય ના દેખાય, તું જ જાણે, ભાઈ! ત્રાહિમામ્ ભજન ધૂન, તુંહિ શરણું, જાતે તો કદાપિ હું દુર્બલે ચડાય જ ક્યાંથી,—એ જ ભલે ત્હારાં પરમ સત્ય; સાચું સત્ય ત્હને હવે લભ્ય રહ્યું જ ક્યાં? સત્ય છે આત્મા જેટલું જ દૂર્લભ—નાયમાત્મા બલહીનેન શીલવિહીનેન લભ્યઃ બલ માટે શીલ માટે સડેલમાંથી પાછા નિર્મલ થવા માટે પારકી આશ રાખનારો સદાય નિરાશ જ થવાનો.

૧૨૦ : માતૃત્વના શીલે સંપન્ન માતા મેં જોઈ. પોતે ખેલા રહ્યો છે તે ખેલમાં પૂરેપૂરો નિમગ્ન. વાલુ કંઈ પણ નવું કરવા જાય ત્યાં તેનો પ્રતિકાર યોજી જ દીધો હોય એ કુશલતા અને ત્વરિત પ્રવૃત્તિએ એ ખેલ ખેલી રહ્યો.

૧૨૧ : આર્યપિતરોએ આપણું હિત જ સધાય એવી બુદ્ધિએ સદાચરણની કેડીઓ મર્યાદાઓ આદિ આંકી રાખી છે.

૧૨૨ : પ્હેલી પત્નીને છાંડનાર પતિ તેને જે કહે છે તે પ્રથમ પાંચ પંક્તિ નિરૂપે છે. પછીની નવ, એ પત્નીનું તેને ઉત્તર છે. [ભણકાર આવૃત્તિ ત્રીજી ૧૯૫૧માં તેર જ પંક્તિ છે. સં.]

કરાર, સંસ્કાર નહીં : 'કોન્ટ્રેક્ટ', 'સેક્રેમેણ્ટ' નહીં : સામાજિક કબૂલત, ધાર્મિક પ્રતિજ્ઞા નહીં. છૂટો ('લિબર્ટિંસ') હક્કો, કાયદા, રૂઢિ, સમઝણ—સૌ નવતર. આખો જમાનો બદલાય છે, વધારે વધારે સંખ્યા નવા આચારવિચાર સ્વીકાર્યે જ જાય છે. લગ્નગ્રંથીઓ પણ ચલચલિત–શિથિલ થઈ જાય છે. ત્હારું તે ખરેખર બીજું લગ્ન માત્ર છે કે લંપટતામાં જ પગલાં માંડે છે? સ્વચ્છંદ, નિરંકુશતા ('લાઇસેન્સ'). આવો અમુક બનાવ મ્હારા જોવાજાણવામાં બરાબર આવ્યો અને આ સૉનેટ રચાઈ ગઈ, એ વાત ખરી; પરંતુ વાચકે, આ સૉનેટ અમુક જ જોડા કે 'કંદર્પત્રિકોણ" ('લવ–ટ્રાયંગલ') વિશે છે, એમ લઈ ના દોડવું. અહીંની બીજી અનેક રચનાઓમાં તેમ અહીં વાચકની ત્રવી જિજ્ઞાસા ના જ સંતોષાય તેને માટે મેં વિષયનું પૂરતું "સાધારણીકરણ" ('જનરલાઈઝેશન') કરી લીધેલું છે. એ ચલવિચલ મુદ્દતિયા સંબંધોને ભલે તું "પ્રણય" જેવું મોટું નામ આપ પણ એવી તરેહનો એક પણ સંબંધ "પ્રણય" નથી જ.

**૧૨૩** : બેન્ જોન્સનના એક નાટકમાંથી ઉદ્‌ભાવિત.

Ben Jonsen – " It is not growing like a tree. " એનો વિભાવિત અનુવાદ. [ 'સંદેશ' : ૨૦૦૬ના દિવાળી અંકમાં ]

**૧૨૪** : સરખાવો ' ગાંધીજીની પાકિસ્તાને ચડાઈ ' એમાં છેલ્લી બે પંકિત.

**૧૨૫** : ભલા જણોની ભલમનસાઈનો ખરો નિકપ એ બૂરા જણોની બૂરાઈઓ છે.

**૧૨૬** : [ ૨ : **સંઘમાં** વાંચવું. ૯ : વૃકા ૦ – રશિયાનો રીંછ( Bear )થી ઉલ્લેખ થાય છે, અહીં વૃક( વરુ )થી કર્યો છે. હિટલરને હરાવતી ત્રિમૂર્તિમાં સ્ટૅલિનને લેખક ગણતા હોઈ ' ભણકાર–આવૃત્તિ બીજી 'માંથી સૉનેટ ૧૬૧મું રદ કર્યું હોય. ૧૦ : **આ પળ** વાંચવું. અહિંસાગુરુ-ગાંધીજી. ]

**૧૨૭** : ૩ : નિશા + અંત. ૪ : અમને તે વખતે અમારાં ભાવિ આવાં થશે ને આવા આવા અમારા ઉદય થશે એ સ્વપ્નાં અત્યંત વ્હાલાં લાગેલાં. ૭ : સ્વજનભક્તિ. સ્વભૂમિભકિત. ૧૪ : લખલખાં–જુદાં જુદાં ક્ષેત્રોમાં મળીને લડાઈમાં ભાગ લીધેલો એવા હિંદીઓ આશરે પંદર લાખ. મજૂરો, નોકરો, ખચ્ચર, ઘોડા, ઊંટ આદિ સાથેના, વળી ઇજનેરો, દાક્તરો આદિ જુદા. આ સર્વમાંથી યુદ્ધ દરમિયાન ખપી ગયેલા દોઢેક લાખ. હિંદી ઉપરાંત ઇંગ્લાંડ, ફ્રાન્સ, અને અમેરિકાનાં લશ્કરોમાં પણ કેટલાક હિંદીઓ ઘુસેલા. બ્રિટિશ નૌકાસૈન્યમાં ઘુસેલો એક પારસી જટલાંડના નૌકા· યુદ્ધમાં હાજર હતો. છેવટનો ભાગ મોડો લખાયલો એટલે આ કૃતિ ભણકાર–પ્હેલી ધારામાં મુકાયલી નહીં.

[ ' ભણકાર–આવૃત્તિ બીજી ' ટિપ્પણ પૃ. ( ૭૨ ). ]

**૧૨૮** : ' લિરિક ' પૃ. ૭૨–૭૫. ૮ : વારિ, સ્વચ્છ, ધોત : સ્થૂલ પાણીનો અર્થ તો ગૌણ, સૂક્ષ્મ અર્થ એટલે

સંસ્કૃતિ જ પ્રધાન અર્થ. ખાસ જુવો કે વિરાટ આત્મા સાથે ભળી ગયા પછી પણ આ આત્મા બ્રિટિશ સંસ્કૃતિનો સાત્ત્વિક પ્રચારક હશે એવું આ કવિનું ભાવનાદર્શન છે; આપણી સંસ્કૃતિનાં અદ્વૈત કે સાયુજ્યમુક્તિ જેવું નથી. [ 'ભણકાર–આવૃત્તિ બીજી' ટિપ્પણ પૃ. ( ૭૨ ). ]

**૧૨૯** ઉપલી ચાર લીટી* ચાલતા+ યુદ્ધ માટે લખાયલી લખાવાની તમામ કૃતિઓ માટે સૂત્રવાક્ય. એ અને ચીન ઉપરની કૃતિ [ સૉનેટ ૧૩૫ ] લખ્યાં ચીનનો 'જનરલિસ્સિમો' ( મહાસેનાપતિ ) મેદામ ચ્યાનકાઈ શેક સાથે હિંદમાં આવ્યો ત્યારે. ૬ : કુવિગ્રહ, અધર્મયુદ્ધ, મલિન આયુધો, 'ગૅસ' ; ઇસ્પિતાલો રેડક્રૉસચમૂઓ અશસ્ત્ર વસતી ઉપર બામ્બ અને ગોળીઓની વૃષ્ટિ વગેરે; અહીં રોગજંતુઓ વિષે પણ લખ્યું છે, જો કે આ યુદ્ધમાં હજી લગી એ અસ્ત્ર વપરાયું જાણ્યું નથી. સામી બાજુએ શરણે આવેલા દેશોની વસતીને પૂરેપૂરી દાબી દેવા અને પોતાના ઉપયોગ માટેનાં ઉત્પાદન તેમની

---

* આઝાદી સંસ્કૃતીનૂં ઉપવન અ-સમૂં પાંગરેલૂં અધૂરૂં
તે યે ઉચ્છેદવાને અસુર ઉતપત્યા આતતાયી બળાઢ્ય;
તો એને રક્ષવાને સહ મનુકુલની આશસંપત્તિ મોંઘી
{ આવો આવો ઉમંગે
{ સૌ ઝૂઝો ધર્મજંગે ત્યજિ નિજનિજના સ્વાર્થ પ્રવૃત્તિહેતુ.
'ભણકાર–આવૃત્તિ બીજી' પૃ. ૨૬૧

\+ 'ભણકાર–આવૃત્તિ બીજી' ૧૯૪૨ અધવચમાં પ્રગટ થઈ, તે વખતે ચાલતા બીજા વિશ્વયુદ્ધનો ઉલ્લેખ છે. —સં.

પાસે ગુલામો હોય એમ કરાવવાને જે ગુજારવામાં આવે છે તે ય કુવિગ્રહનો એક અતિ દુષ્ટ અને ઘાતકી પ્રકાર છે. ૧૨ : અલખ – અગણિત, લેખું ના થઈ શકે એટલા લાખ.

[ 'ભણકાર–આવૃત્તિ બીજી' ટિપ્પણ પૃ. (૭૨–૩)માંથી. ' મ્હારાં સૉનેટ – નવી આવૃત્તિ ' માટેની હસ્તપ્રતમાં છેલ્લો શબ્દ **વાવરી** છે. ]

આ અને પછીનું ઈ. ૧૯૩૯ની આખરમાં. [ 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ પૃ. ૫૬. ત્યાં ' ડિસેમ્બર ૧૯૩૯ ' મુખ્ય મથાળું છે તેની નીચે બે સૉનેટ આપવામાં આવી છે: ' ૧ " નેવર અગેઈન ! " તે આ અને ' ૨ યુરોપ : ૧૯૩૯ ' તે સૉનેટ ૧૫૮. ]

**૧૩૦થી ૧૩૪** : ' અકળલાવિ ' લગીના પાંચે મણકાને એક કૃતિ ગણવી. બીજા શિવાયના ૪ મણકા સૉનેટ છે; વચલું પૃથ્વી છે; આગલાં પાછલાં બે શાર્દૂલવિક્રીડિત: તેમાં બીજા અંતે આર્યા છે.

**૧૩૦** : ૫ : ભીષણ અને ભયભર્યાં માણસાં ( તુચ્છાર્થે નાન્યતર ) સર્વત્ર વિકટાગ્રહે કેર વર્ષી રહ્યાં છે. ભયભીત માણસ અને પ્રાણી ( સર્પ જેવાં ) ભયાનક બની જાય એ ધ્વનિ છે. કવિનાં નેત્રઃ મેઘના ઘન કાળાં વાદળાં જામી જાય તેમ ઉરે શૂન્યતા વ્યાપી રહી. **૧૩૨** : ૨૦ : સંજ્ઞા–સાન. છેલ્લી બે પંક્તિ આર્યા છે જે ગેય છે એ કારણથી અથવા

પંક્તિ બે નથી ચાર છે એમ, આ સોનેટ નથી.[૨] **૧૩૨** : પ્હેલા વાકયમાં કર્તા છે 'એ કુદરત.' ૩૩ માનવ ચિત્તને. ૪૦ ગહ્વર–ઘેરી. **૧૩૩** : ૪૪ : ઘનઘણો–ઘણ જેવાં વાદળાં, અનિલની અમુક ચેષ્ટા બાળક જેવી અમુક ગોવાળિયા જેવી દીસે છે. દરિયો અનેક જાતની ચેષ્ટા કરી રહ્યો છે. બાળકની, કિશોરની, પથિકની, સંધ્યાના અધીરા પ્રીતમની. ૪૯ : હવાવાધણુ – 'એયરોપ્લેન.' ૫૦ : વૈશ્વાનરી – અગ્નિમય. ૫૩–૫૬ : દરેક ભાવનાંશ બીજાનો હરીફ, સૌને હરાવી હટાવી પોતાનું એકલ સામ્રાજ્ય સ્થાપવા આતુર, બીજાની સત્તાનો અસહિષ્ણુ બને આ આ અસહિષ્ણુતા ઇર્ષા ઘાતકવૃત્તિને પોતાની પ્રકૃતિ (ધર્મ) જ ગણી રહેતો. બીજા લક્ષણુવાળા ભાવનાંશ તેમને પોપતી તમામ કૃતિઓ સાથે અધર્મા, હણવા યોગ્ય. **૧૩૪** : ૫૭ : જિસસ ક્રાઇસ્ટ 'પ્રિન્સ ઑફ પીસ' અને 'સન ઑફ ગોડ' કહેવાય છે. ૬૮ : જંગી યજ્ઞ – સળગાવે છે કેવળ લડાઈ; પણ તે 'નેશનાલિટી'નો, આઝાદીનો, 'સિવિલિઝેશન'ના વર્ચસ્વનો કે એવો કોઈ પવિત્ર યજ્ઞ છે એમ ઘોષણા કરી રહે છે. [ 'ભણકાર – આવૃત્તિ બીજી' ટિપ્પણ પૃ. (૭૩ – ૪ ). ]

---

૨ પણ 'મ્હારાં સૉનેટ–નવી આવૃત્તિ'માં આનો સમાવેશ એમણે કર્યો છે. સૉનેટની છેલ્લી બે પંક્તિઓને સ્થાને આ રીતે આર્યાજાતિનો કે અનુષ્ટુપનો શ્લોક આવે તો નિર્વાહ લેખાય એ હવે આપણે ત્યાં રૂઢ સંકેત (convention) છે. —**સં.**

[ છેલ્લી હસ્તપ્રતમાંનાં પાઠાન્તરો :– ] ૧૧ કૈં આથડયો – ‘ કેંકાથડયો ’. ૨૨ જ્યાં – ‘ ત્યાં ’. ૨૩ આક્રણે – ‘ આક્રુડા ’. ૨૫ શ્રવણે – ‘ શ્રુતિએ ’. દરિયો – ‘ સાગર ’. ૨૮ અચેતન કેવળ માયાવી – ‘ નિશ્ચેતન લાગણીહીણું ’. ૨૯ નથિ – ‘ નવ ’. ૩૦ ઉત્તુંગ – ‘ અતિઉચ્ચ ’. અલૌકિકી – ‘ અલૌકિકા ’. ૩૩ થાય કદિ – ‘ પૂજ્યથિ ય ’. ૩૮ ત્યંહાં – ‘ તહીં ’. ૪૨ ભિ-તણમાં – ‘ અન્ધડિમાં ’. ૪૩ લીલા કરે – ‘ ખેલી રહ્યો ’. ૪૪ શો – ‘ શા ’. ૪૭ ન્હોતરે – ‘ સાંકરે ’. પંક્તિ ૫૩–૫૪ : માનવ સંસ્કૃતિને ચહે ક્રમક્રમે આરોહતી વિસ્તરી, – પ્રત્યેક ક્રમ તો મથે ખિલવવા કો ભાવના-અંશને. ૫૫ એકે એક ય અંશ – ‘ પ્રત્યેકાંશ જ આપ ’. ૫૬ અધર્મી – ‘ વિધર્મી ’. ૫૯ મથ – ‘ મથિ ’. ૬૭ છળ૦ – ‘ છળસુઝયાં બ્હાનાં – થિ ’. ૭૦ સત્યે... જ – “ સત્યે... જ ! ”

૧૩૫ : ૩ : ફ્રાન્સમાં ફ્રેન્ચ રેવોલ્યૂશન ( ૧૭૮૯ ) પ્હેલાંનાં વર્ષોમાં; કોલમ્બસી ખંડ—યુનાઇટેડ સ્ટેટ્સમાં ઇંગ્લાંડ સામે સ્વાતંત્ર્યવિગ્રહ આરંભતાં. અંગારા બીજમાં- થી વધીને ૬૯ સંકલ્પ રૂપ તારા બંધાય છે જે અચલ ચળકશે. ૬ : પાસીફિકતટે નવો તારો ચીન. [ ‘ભણકાર—આવૃત્તિ બીજી’ ટિપ્પણ પૃ. ( ૭૬ ). ] ૧૪ : સુન્યાત્સેન જલાવિ ફૂંકિ કરવા એ દૈત્યઉન્મૂલન. [ –છેલ્લી હસ્તપ્રતમાં પાઠાંતર. ]

આ ચાર સોનેટ એક સાથે લખાયાં એપ્રિલ ૧૯૪૦ના પ્હેલા દિવસોમાં. [ ‘ પ્રસ્થાન ’ ૧૯૯૬, વૈશાખ, પૃ. ૫૯. ત્યાં

'આઝાદી વધશે જ' ને 'સૉનેટમાલા' પેટામથાળું આપ્યું છે. તેમાં આ મણકો પહેલો અને સૉનેટ ૧૫૯, ૧૬૦, ૧૬૧ તે મણુકા ૨, ૩, ૪ છે. ]

**૧૩૬** : ૭ : પરાણુ અર્પણે : પૂરેપૂરા પ્રાણ સમર્પીને. ૧૦ : હિટલરના દાનવી વિજયનો ભાસ્કર કેન્દ્રે ચડેલો તે ગ્રસ્યો. ૧૪ : પાટનગરી, રાજધાનિ, પાછું ચણાઈશ, નવે અવતાર ઝબકીશ તે રૂસ પ્રજાની ત્રીજી રાજધાનિ રૂપે. [ 'ભણુકારોત્તર' હસ્તપ્રતમાંથી, ત્યાં શીર્ષકમાં 'આગસ્ટથી ઑકટોબર : ૧૯૪૨' એવો ફેર છે. ત્યાં મથાળે નોંધ છે કે " This is 16th war poem. 14 in ભણકાર. 15th ચીનજાપાન–વિગ્રહનો છઠ્ઠો સાલગ્રેહ. ૭–૭–૪૨." અહીં શીર્ષક મારી ઉપરના પોસ્ટકાર્ડની નકલમાંનું જ રાખ્યું છે. એમાં ટિપ્પણમાં ૧૪મી વિષે છે : " ૧૪ : મહાપાટ–પાટનગરી, રાજધાનિ; કવિનો આશીર્વાદ છે કે તું પાછું ચણાઈશ તે આવું ચણાઈશ. " ]

[ છેલ્લી હસ્તપ્રતમાંનાં પાઠાન્તર : ] ૨ તાહરે – 'તાહરા'. ૭ ભડચાં૦ – 'ભડચૂં ઝૂઝંત પ્રાણાર્પણે'. ૮ પ્રવર્ષાવતાં – 'પ્રવર્ત્તાવતૂં;' ૯ દાટતાં – 'દાટતૂં'. ૧૦ ભાસ્કર રાક્ષસી – 'તારક દાનવી'. ૧૩ મરી – 'બળી'. ખાટ તૂં – 'ખાટતૂં'. ૧૪ તૃતિયા – 'રુસની ત્રીજી યશ:પાટ તૂં !'

**૧૩૭** : ૧૪ : ખાણ્ડવ વનમાં શ્રીકૃષ્ણ અને અર્જુને લગભગ તમામ નાગકુલોને બાળી ભસ્મ કર્યાનું વર્ણન

મહાભારતમાં જાણીતું છે. નાઝી સમસ્તને ભસ્મ કરવાનો તેવો જ આ “ ખાણ્ડવી ” યજ્ઞ. [ મારી ઉપરના પત્રમાંની નકલ જોડેની નોંધ. ]

[ છેલ્લી હસ્તપ્રતમાંનાં પાઠાન્તરો : ] ૨ આ ઝઝૂમે – ઘેર જાગ્યે '. ૩ વજરપાત – ' અધધ વજ્ર '. ૪ ઘાતક – ' નાશક '. ૫. પથી ૯ને બદલે નીચેની ૪ પંક્તિઓ :

સ્વાતંત્ર્ય બીજ વિવિધોદ્‌ગતિસંસ્કૃતીનૂં
જે લાં ફળ્યૂં અજબ યોગમ ફાલ્યું જેહ,
તેનો ય શૂં પ્રલય આ થકિ થાય છેક ?
એવી કટોકટે પલે તુજ હાથ ધીરિયું !

ભભુકે ઝળકે૦ – ' અજબે ગજવ્યા દિગંત ! ' પછી નવી પંક્તિ ઉમેરવી : આખી ધરા ખળભળાત્ પ્રસર્યો જ જંગ ! ૧૨ ભુમિ૦ – ' જગ વિસ્મયંત '. ૧૪ જગનમાં૦ – ' જગનનો બનિ ભસ્મગંજ '.

૧૩૮ : ૨ : સુલેહ. ૪ : વિકિરવું – કિરણો ચોમેર પ્રસારવાં. ૫ : આધિ: લગભગ નાદારી, મોટી સંખ્યામાં બેકારી, મકાનો અને બીજી પ્રાથમિક જરૂરતોનો દુકાળ; નાણાનો ફુગાવો, અનેક અસંતોષો ( ' ડિસ્કંટેન્ટ્સ ' ), માંહોમાંહ્ય કુસંપ, બખેડા, મારામારી, વગેરે. ૬ : ક્રમ— ડગલાં. વાધવું – પ્રગતિ કરવી. ૭ : પુમાન—મર્દ. છાતીઓ હિંમતે ભડ. ૮ : વર્ણ – રંગ ( ' કમ્પ્લેક્શન ' ). બદામી રંગ તુર્કો, ઇજિપ્શિયનો, મૂરો, યાહુદીઓ, આરબો આદિનો.

કાળો આફ્રિકનોનો, હબ્શીનો, હિંદીઓમાં ખાસ કરીને દ્રાવિડોનો—પણ અહીં બધા હિંદીને કાળામાં ગણ્યા છે, ઇરાનીઓ, અફ્ઘાનોને ગોરામાં ગણ્યા છે; એમ પીતવર્ણી-( ચીનાઓ મોંગલો )ની આ રશિયનો ( સ્લાવો ) શિવાયની આખી દુનિયાને હાકલ છે. ૧૦: સમગ્ર આદમજથો, નૃવંશ, નરવંશ, માનવબાંધવો : આખી મનુષ્યજાતિ. ૧૨: **ચીન**ના પક્ષમાં ઊભા રહો. આખરો જંગ આને કહ્યો છે; 'આખરો' રૂપ 'આખરી' બદલે વાપર્યું છે, ભાર દેવાને. અવિકારી વિશેષણોને વિકારી લેખે લખવાની ગુજરાતીમાં છૂટ છે ( કેમ કે ઘણાં હજી વિકારી ચાલે છે ). [ મારી પાસેની પત્રહસ્તપ્રતમાંની નોંધ. ]

**૧૩૯**: બીજું—તમાકૂ – મેં એ વ્યસન કહેવાતી પરંતુ વ્યસનના ઓછામાં ઓછા અવગુણવાળી અને સોબતી લેખે કેટલીક ઉમદા જાતિના કૂતરા કે ઘોડા જેટલી વફાદાર— આદત મેં "બસ હવે કેટલાં વરસ રહ્યાં ?" સામી બાજૂ "હજી પણ એના સ્વાસ્થ્યના ઉપભોગમાં શું બાકી રહ્યું હોય જ !"—એવા એવા હવાઈ પણ લાગે તથાપિ સંગીન નક્કર ખયાલોથી પ્રેરાઈને તેમ મ્હારી પોતાની કસોટી લેખે—ઇ. ૧૮૮૭-૮૮થી આવેલું અને બે પેઢી ઉપરાંત છસાત વર્ષ ચાલ્યા કરેલું 'વ્યસન' જરા પણ 'વ્ય સ ન'ના અનુભવ વિના હસતાંરમતાં અને ખરેખર "ચપટી વગાડતાં" જ છોડી દીધું છે, તે અંગત બનાવની નોંધ લેખે—એ "તમાકૂ" સૉનેટ – લખ્યું છે અને ફુરસદે નકલ મોકલીશ.

[ તા. ૩–૨–'૫૦ના મારી ઉપરના પત્રમાં. આંખે મોતિયાના નસ્તરનો પ્રસંગ આવતાં 'વ્યસન' મૂકી દીધું લાગે છે. મુંબાઈ ૫–૩–'૫૦નું પોસ્ટકાર્ડ મળે છે તેમાં એક બાજુ સૉનેટ છે અને બીજી બાજુ નીચેનું લખાણ છે :— ]

આ કેવળ અંગત ઉદ્ગાર છે, વિચિત્ર શબ્દાવલિએ અલંકૃત; વળી પાછળ લખાઈ છે તે નકલમાં લેશે મ્હેરબૂંસ નથી.

ત્રિરંગી તખ્તી નિર્માવવી, તો તે આવાં બીબાની શોભી પણ ઊઠે.

લેકિન વહ આફ્તાબ ન્હૈં ઉગા જિન્ને મીયાં કે પાઉં મેં જૂતિયાં દેખી ! મહેર હય સાહિબકી !

૧૦મી ફેબ્રુવારીએ પ્હેલું નસ્તર. ૨૫મીએ બીજું. આજ રવિ પાંચમીએ થયા ૨૪ દિવસ. ચશ્મા થતાં પ્હેલાં હજી બીજા ૨૧ ખરા. વધારે પણ ચાલે. ગઈ વખતે ઝટ પતી ગયેલું. ડાક્તર એ જ. શુભંભુયાત્. મુંબાઈ ૫–૩–'૫૦.

**૧૪૦–૧૪૧ :** આ સૉનેટજોડ સેનફ્રાન્સિસ્કોમાં જાપાન સાથે સંધિખત પર સહીઓ કરવાની મોટી સભા મળવાની આગલી તારીખે લખી છે. ચોઘડિયું ખરેખરી કટોકટીનું છે. યુ. એસ.એસ. આર.ની પોતાનાં કમ્યૂનિસ્ટ માંડલિક રાજ્યો ચોતર્ફ ફેલાવતા જવાની નીતિથી આખી દુનિયાની આઝાદી ઉપર મોટા ભયનાં ઘેરાં વાદળ જામતાં આવે છે. દુનિયાને આ મહા સંકટમાંથી ત્રીજો વિશ્વવિગ્રહ અનિવાર્ય બને

કદાચ તો તે બેડીને પણ ઉગારી લેવા આઝાદીના એક માત્ર બેલિ લેખે યુનાઇટેડ સ્ટેટ્સનું મહાસમર્થ પ્રજાસત્તાક રાજ્ય હામ ભીડે છે. ઇંગ્લાંદ અને ફ્રાન્સ જેવાં મહાન અને ઇતિહાસે અમર રાષ્ટ્રો અગ્રણી લેખે તેની લાયકી સ્વીકારીને તેની બેય બાજુએ ખડાં થઈ જાય છે. આ સંજોગોમાં હજી હમણાં જ આઝાદીમાં પગલાં સાંડતાં થયેલ અને અલ્પબલ તેમ સત્તાની હરીફાઈ અને હોંસાતુંસીની શતરંજના હજી બિનઅનુભવી રાજ્યોએ શું કરવું ઘટે? મોરોક્કો અને મિસ્ર, ઇઝરાયલ, અરબસ્તાન, સીરિયા, ઇરાન, અફઘાનિસ્તાન, બ્રહ્મદેશ, થાઇલેન્ડ, ઇન્ડોનેશિયા, તમામને આ અણીનો સમય અત્યંત મુંઝવે છે. ચીન રશિયાનું છે કે રશિયાથી સ્વતંત્ર ગણાય, જાપાન હજી ગઈ કાલે વર્ત્યું તેમ – શક્તિ આવતાં – કેમ જાણ્યું ફરીને નહીં પ્રવર્તે, યુનાઇટેડ સ્ટેટ્સ રશિયાથી રક્ષવાને બ્હાને પોતાનું કેટલું ભક્ષણ કરશે, એવા એવા ભય એમને મુંઝવી રહ્યા છે. આ અતિવિકટ સંજોગો-[માં] તેઓ એક આપણા ન્યૂદેહલી અને જવાહર ન્હેરુ ભણી પૂરેપૂરી શ્રદ્ધાથી જોઈ રહ્યા છે. આ છે આ સોનેટજોડનો ભાવાર્થ.

વૉશિંગ્ટન – યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા. વૃકેન્દ્ર – સોવિયેત રશિયા. પ્રફુલ્લ ભૂમિકટિ – ભૂમધ્યરેખા આગળનો પૃથ્વીનો ઉપસેલ ભાગ. શાંત જલધી – પાસિફિક મહાસાગર. ત્રિખંડપરસી તડાગ – મૅડિટરેનિયન સી. સૂર્યના રથને એક જ પૈડું છે, ભારતને એક જ પગ છે. અહિંસા સિદ્ધાંતે

અભયદાન. આણે યુગે – આ યુગમાં. ધ્યાતનય – જેની ડેમોક્રેટિક નીતિ સુપ્રસિદ્ધ છે. બીજા સોનેટની ૧૩મી પંક્તિ અવતરણચિહ્નોમાં કેમ કે એ છે આ સર્વ અલ્પબલ એશિયાઈ રાજ્યોની ઉક્તિ. ગજપગેરું – 'હાથીપગલું' જવાહર અને ભારતનું 'હાથીપગલું' જોઈજોઈને અમે તો તેમાં જ અમારી પગલીઓ માંડીશું. [ સં. ૨૦૦૭ (ઇ. સ. ૧૯૫૧)ના 'સંદેશ'ના દિવાળી અંકમાંથી. ]

**૧૪૨ :** કોમલ રંગોથી સંધ્યા ખીલે છે એમ મારી જીવનસંધ્યા પોતાની સુર્ખીથી ખિલવવાને. [ હસ્તપ્રતમાંથી. ]

**૧૪૩ :** [ મારી ઉપરના પત્રોમાં સોનેટ ૧૩૬, ૧૩૭ની શોધ કરતાં, બીજા એક (તા. ૨૭–૨–૪૪ વડોદરાના) પત્રમાં નીચેનું વાંચવા મળ્યું જેનો આરંભનો ભાગ સોનેટ ૫૮ વિષે છે, અંતભાગ આને વિષે છે :—" I am quite healthy now and absolutely lazy–don't know what is going to happen to me when I am back at my desk in Bombay, so long, has been this holiday, so pampered & patted I have been all along, treated as an old old old raven, but a raven *turned miraculously into a smiling swan.* ... એ ગમે તેમ મ્હારા જૂના મિત્રો મ્હારા આખા જીવનનાં સાક્ષી—પ્રાણશંકર અને ફુલકુંવર were inexpressibly happy to have me with them for a fortnight. એ પખવાડિયામાં એક સોનેટ લખાયું જેને હું 'જૂનું ઘર'

કહું છું. પરંતુ it is not very happy. I must confess. 'અનામિ' આ ત્રણેક મહિનાના ગાળાનું ઉત્તમ સોનેટ છે અને એ વડોદરા કોલેજ મૅગેઝીનમાં ભાઈ શુકલે છાપી દીધું છે —છાપ ભૂલો સુધારીને વાંચશો."

વડોદરા ભાઈશ્રી કિશનસિંહ ચાવડાને લખીને 'અનામીને'ની નકલ મેળવી. સોનેટની સાથે ભાઈશ્રી ચાવડાએ, પોતે લખેલી અને પ્રો. ઠાકોરને બતાવીને પ્રગટ કરેલી, નોંધ પણ મોકલી તે નીચે આપી છે. ભાઈશ્રી ચાવડાને ત્યાં જ એ મહેમાન હતા. એ લખે છે કે મૂળ નામ "સૌન્દર્યરમણા" હતું, પછીથી "અનામીને" મથાળું કર્યું હતું. મૅગેઝીનમાં સૉનેટ સાથે પ્રગટ થયેલી નોંધ :—"સૌંદર્યનો રસાનુભવ જેમ વધુ ઊંડો ને વધુ વ્યાપક થતો જાય છે તેમ અંતઃકરણનું સંવેદન વધુ ને વધુ સૂક્ષ્મ અને પટુકરણ બની, કવિતા જેવું સ્વયંદર્શી બની જાય છે; અને સ્વયંદર્શીને વળી નામ શું ? અર્ધી સદી સુધી સૌંદર્યનો સાક્ષાત્કાર કરી કરીને પોતે જ સૌંદર્ય બની ગયેલી પ્રો. ઠાકોરની સર્જકપ્રતિભાનું આ નાનુંશું કિરણ, એમના પંચોતેરમા વર્ષના સ્મરણમાં પ્રગટ કરવા દેવા માટે અમે એમના ઋણી છીએ."

સોનેટ ૧૪૪ એ કર્તાના છેલ્લા જન્મદિવસનું. આ છે સાત વરસ ઉપરનું. સોનેટ ૧૪૪માં રહસ્યવાદી વલણની ચિકિત્સા છે. પણ આ સૉનેટ ૧૪૩માં, કાંઈ નહિ તો, કવિતાને—કવિતા-

ગત સૌંદર્યને–અનુલક્ષીને કર્તાનું પોતાનું એક પ્રકારનું રહસ્યવાદી વલણ પ્રગટ થતું જોઈ શકાશે.

૨ : 'રહું' પછી પૂર્ણવિરામ ન જોઈએ. 'અનુભવી રહું'નું કર્મ 'ઝાંખી'. ૫ : માધુરી છલકાવતા સુમેળા શ્રવણમાં કૂજતા તરંગો. 'મૃદુ' દેહલીદીપ તરીકે લઈ શકાય. ૬–૮ : કદી થોડા તો કદી ઝાઝા જીવો મારા એકલતાભર્યા પ્રાણ ઉપર વર્ષીને બહોળી દયા પ્રગટાવી રહે છે અને મારા જીવને અજબ કાન્ત લીલાભર્યાં નટોની પેઠે રસથી રસે છે. ૮–૯ : તારી ભૂમિને ન તો મૃગજળવાળી ભૂમિ ગણું છું, ન પ્રવાહ-પટમાં પ્રતિબિંબિત થતી વિતથ તથાપિ મનોરમ રચના લેખું છું, કે ન એને સ્વપ્નની ખૂબી માનું છું; તેમ નથી એ અંધારિયા કે અજવાળિયાની જાદુભરી રાત્રિદ્યુતિ. ૧૩ : 'છ' પછી અલ્પવિરામ જોઈએ. એ તારી ભૂમિનો જીવતો પદાર્થ-જીવ હું જરી માણવા ચાહું છું, અને શબ્દલયના પ્રવાહમાં જરી ઝીલવા પણ ચાહું છું જ. છેલ્લી લીટી પૃથ્વીતિલક. હસ્તાક્ષરની નકલ જોવા મળી નથી. પણ 'એ જરી' ઉચ્ચારથી બરોબર પૃથ્વીતિલક થાય, નહિ તો છઠ્ઠી શ્રુતિથી સળંગ પાંચ રગણની પરંપરા. જેનું અલપઝલપ દર્શન થઈ જાય છે અને જેને શબ્દમાં પ્રતિબિંબિત કરવાનું મન થાય છે એવી સૃષ્ટિના 'અનામી' સ્વામીને સંબોધન–વિનંતિ છે કે એ જો જરીક વધુ થોભી જાયતે તો એની સૃષ્ટિનો વધુ નિકટનો, વધુ સૂક્ષ્મ, વધુ ગહન, વધુ સુરેખ, વધુ આત્મીયતા-ભર્યો પરિચય મળી જાય અને કાંકે એને શબ્દબદ્ધ કરવાનું

કહું છું. પરંતુ *it is not very happy. I must confess.* 'અનામિ ' આ ત્રણેક મહિનાના ગાળાનું ઉત્તમ સોનેટ છે અને એ વડોદરા કોલેજ મૅગેઝીનમાં ભાઈ શુકલે છાપી દીધું છે —છાપ ભૂલો સુધારીને વાંચશો."

વડોદરા ભાઈશ્રી કિશનસિંહ ચાવડાને લખીને 'અનામીને'-ની નકલ મેળવી. સોનેટની સાથે ભાઈશ્રી ચાવડાએ, પોતે લખેલી અને પ્રો. ઠાકોરને બતાવીને પ્રગટ કરેલી, નોંધ પણ મોકલી તે નીચે આપી છે. ભાઈશ્રી ચાવડાને ત્યાં જ એ મહેમાન હતા. એ લખે છે કે મૂળ નામ "સૌન્દર્યરમણા" હતું, પછીથી "અનામીને" મથાળું કર્યું હતું. મૅગેઝીનમાં સૉનેટ સાથે પ્રગટ થયેલી નોંધ :—"સૌંદર્યનો રસાનુભવ જેમ વધુ ઊંડો ને વધુ વ્યાપક થતો જાય છે તેમ અંતઃકરણનું સંવેદન વધુ ને વધુ સૂક્ષ્મ અને પટુકરણ બની, કવિતા જેવું સ્વયંદર્શી બની જાય છે; અને સ્વયંદર્શીને વળી નામ શું ? અર્ધી સદી સુધી સૌંદર્યનો સાક્ષાત્કાર કરી કરીને પોતે જ સૌંદર્ય બની ગયેલી પ્રો. ઠાકોરની સર્જકપ્રતિભાનું આ નાનુંશું કિરણ, એમના પંચોતેરમા વર્ષના સ્મરણમાં પ્રગટ કરવા દેવા માટે અમે એમના ઋણી છીએ."

સૉનેટ ૧૪૪ છે કર્તાના છેલ્લા જન્મદિવસનું. આ છે સાત વરસ ઉપરનું. સોનેટ ૧૪૪માં રહસ્યવાદી વલણની ચિકિત્સા છે. પણ આ સૉનેટ ૧૪૩માં, કાંઈ નહિ તો, કવિતાને–કવિતા-

ગત સૌંદર્યને–અનુલક્ષીને કર્તાનું પોતાનું એક પ્રકારનું રહસ્યવાદી વલણ પ્રગટ થતું જોઈ શકાશે.

૨ : 'રહૂં' પછી પૂર્ણવિરામ ન જોઈએ. 'અનુભવી રહૂં'નું કર્મ 'ઝાંખી'. ૫ : માધુરી છલકાવતા સુમેળો શ્રવણમાં કૂજતા તરંગો. 'મૃદુ' દેહલીદીપ તરીકે લઈ શકાય. ૬–૮ : કદી થોડા તો કદી ઝાઝા જીવો મારા એકલતાભર્યા પ્રાણ ઉપર વર્ષીને બહોળી દયા પ્રગટાવી રહે છે અને મારા જીવને અજબ કાન્ત લીલાભર્યા નટોની પેઠે રસથી રસે છે. ૮–૯ : તારી ભૂમિને ન તો મૃગજળવાળી ભૂમિ ગણું છું, ન પ્રવાહ-પટમાં પ્રતિબિંબિત થતી વિતથ તથાપિ મનોરમ રચના લેખું છું, કે ન એને સ્વપ્નની ખૂબી માનું છું; તેમ નથી એ અંધારિયા કે અજવાળિયાની જાદુભરી રાત્રિદ્યુતિ. ૧૩ : 'છ' પછી અલ્પવિરામ જોઈએ. એ તારી ભૂમિનો જીવતો પદાર્થ-જીવ હું જરી માણવા ચાહું છું, અને શબ્દલયના પ્રવાહમાં જરી ઝીલવા પણ ચાહું છું જ. છેલ્લી લીટી પૃથ્વીતિલક. હસ્તાક્ષરની નકલ જોવા મળી નથી. પણ 'ઍ જરી' ઉચ્ચારથી બરોબર પૃથ્વીતિલક થાય, નહિ તો છૂટી શ્રુતિથી સળંગ પાંચ રગણની પરંપરા. જેનું અલપઝલપ દર્શન થઈ જાય છે અને જેને શબ્દમાં પ્રતિબિંબિત કરવાનું મન થાય છે એવી સૃષ્ટિના 'અનામી' સ્વામીને સંબોધન–વિનંતિ છે કે એ જો જરીક વધુ થોભી જાયને તો એની સૃષ્ટિનો વધુ નિકટનો, વધુ સૂક્ષ્મ, વધુ ગહન, વધુ સુરેખ, વધુ આત્મીયતા-ભર્યો પરિચય મળી જાય અને કાંકે એને શબ્દબદ્ધ કરવાનું

કહું છું. પરંતુ it is not very happy. I must confess. 'અનામિ' આ ત્રણેક મહિનાના ગાળાનું ઉત્તમ સૉનેટ છે અને એ વડોદરા કૉલેજ મૅગેઝીનમાં ભાઈ શુકલે છાપી દીધું છે —છાપ ભૂલો સુધારીને વાંચશો."

વડોદરા ભાઈશ્રી કિશનસિંહ ચાવડાને લખીને 'અનામીને'ની નકલ મેળવી. સૉનેટની સાથે ભાઈશ્રી ચાવડાએ, પોતે લખેલી અને પ્રો. ઠાકોરને બતાવીને પ્રગટ કરેલી, નોંધ પણ મોકલી તે નીચે આપી છે. ભાઈશ્રી ચાવડાને ત્યાં જ એ મહેમાન હતા. એ લખે છે કે મૂળ નામ "સૌન્દર્યરમણા" હતું, પછીથી "અનામીને" મથાળું કર્યું હતું. મૅગેઝીનમાં સૉનેટ સાથે પ્રગટ થયેલી નોંધ :—"સૌંદર્યનો રસાનુભવ જેમ વધુ ઊંડો ને વધુ વ્યાપક થતો જાય છે તેમ અંતઃકરણનું સંવેદન વધુ ને વધુ સૂક્ષ્મ અને પટુકરણ બની, કવિતા જેવું સ્વયંદર્શી બની જાય છે; અને સ્વયંદર્શીને વળી નામ શું ? અર્ધી સદી સુધી સૌંદર્યનો સાક્ષાત્કાર કરી કરીને પોતે જ સૌંદર્ય બની ગયેલી પ્રો. ઠાકોરની સર્જકપ્રતિભાનું આ નાનુંશું કિરણ, એમના પંચોતેરમા વર્ષના સ્મરણમાં પ્રગટ કરવા દેવા માટે અમે એમના ઋણી છીએ."

સૉનેટ ૧૪૪ છે કર્તાના છેલ્લા જન્મદિવસનું. આ છે સાત વરસ ઉપરનું. સૉનેટ ૧૪૪માં રહસ્યવાદી વલણની ચિકિત્સા છે. પણ આ સૉનેટ ૧૪૩માં, કાંઈ નહિ તો, કવિતાને–કવિતા-

ગત સૌંદર્યને–અનુલક્ષીને કર્તાનું પોતાનું એક પ્રકારનું રહસ્યવાદી વલણ પ્રગટ થતું જોઈ શકાશે.

૨ : 'રહૂં' પછી પૂર્ણવિરામ ન જોઈએ. 'અનુભવી રહૂં'નું કર્મ 'ઝાંખી'. ૫ : માધુરી છલકાવતા સુમેળા શ્રવણમાં કૂજતા તરંગો. 'મૃદુ' દેહલીદીપ તરીકે લઈ શકાય. ૬–૮ : કદી થોડા તો કદી ઝાઝા જીવો મારા એકલતાભર્યા પ્રાણ ઉપર વર્ષીને જહોળી દયા પ્રગટાવી રહે છે અને મારા જીવને અજબ કાન્ત લીલાભર્યા નટોની પેઠે રસથી રસે છે. ૮–૯ : તારી ભૂમિને ન તો મૃગજળવાળી ભૂમિ ગણું છું, ન પ્રવાહ-પટમાં પ્રતિબિંબિત થતી વિતથ તથાપિ મનોરમ રચના લેખું છું, કે ન એને સ્વપ્નની ખૂબી માનું છું; તેમ નથી એ અંધારિયા કે અજવાળિયાની જાદુભરી રાત્રિદ્યુતિ. ૧૩ : 'છ' પછી અલ્પવિરામ જોઈએ. એ તારી ભૂમિનો જીવતો પદાર્થ-જીવ હું જરી માણવા ચાહું છું, અને શબ્દલયના પ્રવાહમાં જરી ઝીલવા પણ ચાહું છું જ. છેલ્લી લીટી પૃથ્વીતિલક. હસ્તાક્ષરની નકલ જોવા મળી નથી. પણ 'એ જરી' ઉચ્ચારથી બરોબર પૃથ્વીતિલક થાય, નહિ તો છઠ્ઠી શ્રુતિથી સળંગ પાંચ રગણની પરંપરા. જેનું અલપઝલપ દર્શન થઈ જાય છે અને જેને શબ્દમાં પ્રતિબિંબિત કરવાનું મન થાય છે એવી સૃષ્ટિના 'અનામી' સ્વામીને સંબોધન–વિનંતિ છે કે એ જો જરીક વધુ થોભી જાયને તો એની સૃષ્ટિનો વધુ નિકટનો, વધુ સૂક્ષ્મ, વધુ ગહન, વધુ સુરેખ, વધુ આત્મીયતા-ભર્યો પરિચય મળી જાય અને કાંક એને શબ્દબદ્ધ કરવાનું

પછી શક્ય બને. એ "અનામી" (ન-ઇતિ, નેતિ) ભલે ક્ષણાંશ માટે જ એની સૃષ્ટિરૂપે પ્રત્યક્ષ થાય છે, પણ એની એ સૃષ્ટિ અવિતથ છે, ઇંદ્રજાલ કે સ્વપ્નલીલા સમી નથી, ભલે કાંઈ-નામ-ન-આપી-શકાય-એવી છે, પણ છે અને માણવા જેવી છે, શબ્દક્ષયપ્રવાહમાં જરીક એને પ્રતિબિંબિત કરવામાં જિંદગી ખરચી નાખીએ તોય ઓછું એવી મનહર મનભર છે—આ જાતની સર્જક કવિની પ્રતીતિ આ સૉનેટમાં નિરૂપાઈ છે.]

૧૪૪: [તા. ૨૩-૧૦-૫૧ના દિવસે, પ્રો. ઠાકોરને ૮૩મું વરસ બેઠું, તે દિવસનો જા. નં. ૮૩/૧ એટલે ત્યાશીમા વરસનો પ્રથમ પત્ર શ્રી વિજયરામ ક. વૈદ્યને એ લખે છે તેમાંથી ('માનસી' જૂન '૫૩, પૃ. ૧૩૦ – ૩૨) કેટલુંક નીચે ઉતાર્યું છે: ]

......ત્હમારો 'ભણકાર' અને વિવરણ વિશે કાર્ડ તદ્દન અણધારેલ મળ્યો. એમાં ત્હમે વળી આશીર્વાદ પણ માગ્યા છે. આપણે જંતુડાં એકબીજાને આશીર્વાદ દેનારાં કોણ માત્ર? છતાં એ આપણો વિનયવિવેક છે, આપણી સભ્ય રૂઢિ છે, સેંકડો વર્ષની પરંપરાએ જામેલ. તેને તરછોડનાર પણ આપણે કોણમાત્ર! ......

સમભાવ-હેત-શુભેચ્છા-મેળવાતી સિદ્ધિ માટે અભિનંદન-હજી મેળવવાની તે વિશે પ્રોત્સાહન, એ રૂપના જ આશીર્વાદ આપણે જંતુડાં એકબીજાને વિતરી શકીએ: મોટેરાં

ન્હાનેરાંને, ન્હાનેરાં મોટેરાંને, સિદ્ધ સાધકને, સાધક સિદ્ધને.

તથાપિ ત્હમારી માગણી માથે ચડાવવાની ફરજ ગણી લઈ ને આ ચાલતી કલમે લખાઈ જાય છે તે પંક્તિઓથી આ કાગળ પૂરો કરું છું. એને ભલે doggerel ગણો. ચાલતી કલમે પણ ઉચ્ચ કવિતા સધાય છે પરંતુ કોઈ સુધન્ય પળે જ. શુભં ભૂયાત્. ...

ઉમેરીશ આટલું જ કે આ ચાલતી કલમે ત્હમારા સ્નેહના પડઘા લેખે ટપકાવાયેલું આ સોનેટ છે એવું પ્રસિદ્ધિલાયક નથી. પ્રસિદ્ધિલાયક બનાવી શકીશ તો તે સાફ નકલ તમને મોકલીશ. ...

[ પોતાના હસ્તાક્ષરમાં કરેલી 'સાફ નકલ'ની પાણ્ડુલિપિ અનિયતકાલિક 'કવિતા' ના પ્રથમ અંકમાં પછીથી પ્રગટ થયેલી તે પ્રમાણેનો પાઠ અહીં આપ્યો છે. પહેલો પાઠ 'માનસી' જુન'૫૩ માં પ્રગટ થયો છે તેમાં '૨૩–૧૦–૫૧ પ્રાત:કાલ : આશીર્વચન' એવું મથાળું હતું. એ આખું પૃથ્વીમાં હતું, આમાં ૧૪મી પંક્તિ વિસ્તારીને પૃથ્વીતિલકની કરી છે. થોડાક શાબ્દિક ફેરફાર પણ થયા છે.

જૂના સ્નેહીભાઈ તે, અલબત્ત, શ્રી વિજયરાય ક. વૈદ્ય. ૧: પ્રયતૂં–પ્રયત્ન કરું છું. ૨ : ફલક૦—એ હમેશનાં જ્યાં વસી રહ્યાં છે તે ફલકને—પૃથ્વી પરની વાસ્તવિક ભૂમિકાને–વળગી રહું છું. ૫: ખિલ રહો–૧૪ મી પંકિતમાં ત્યોં (–ત્યમ)

જેમ હિંદી પ્રયોગ છે તેમ આ પણ खिल रहनानी અસર નીચેનો હિંદી પ્રયોગ લાગે છે. શ્રી વિ. ક. વૈદ્યને મોકલેલા પાઠમાં 'ખિલિ' છે. ત્યાં—પૃથ્વી ઉપરની યથાર્થની ભૂમિકા પર. ૫–૮: ઉડનના ૦—પૃથ્વી ઉપરની યથાર્થની આ ભૂમિકા પરથી ઉડ્ડયન કરીને કોઈક અન્ય પરમ ઉચ્ચ લોકને કે ભૂમિકાને વાંછી રહેતા સર્વ મનોરથોને ચરમ સ્વાર્થના મલિન અને ફેનિલ બુદ્બુદો સમજો, ભલેને એ બુદ્બુદો રંગરંગી અજબ ઓપ ફેલાવતા લસી રહ્યા હોય તો પણ. ૯ : ભૂછોરુ૦—આપણે ભૂમિનાં છોરુ તેમને માટે એ નકામાં. ૧૦ : ઇહ–અહીં, ભૂ ઉપરની વાસ્તવિકતામાં. ૧૪: અણશણગારેલી જેવી પાઠવું છું તેવો ગ્રહણ કરો. પછીથી આ ' સાફ નકલ ' તો ફરી પણ કૃતિને ' અનલંકૃતા 'જ રહેવા દીધી, જે કદાચ એની અલંકૃતતા છે. ]

૧૪૫થી ૧૫૭ : ૨૫, ૨૮ : પૃથ્વીતિલક. ૨૮ વરમ્ : એયસ્. ૬૮ : રહીસહિ – ઉપલા ત્રણ વર્ગોની બાદ કરતાં બાકી જે ' બકુડીઓ ' રહી, તે થોડી. ૮૪ : તણુખ – તણખલાં. ૧૧૩–૧૨૬ : પ્રાચીન ગ્રીસના વિજ્ઞાનયુગ પછી નવા વિજ્ઞાનયુગનો આરંભ રોજર બેકન કોપર્નિકસ કોલમ્બસ – આદિથી ગણાય છે. ૧૧૯ : સંધ્યા – છેવટના સૈકા; બરફ મન્વંતર Ice Age. ૧૨૦ : નોહા – બાઇબલ જૂના કરારમાંની ગાથામાં આખા મનુસંઘની સાથે તરુ પંખી પ્રાણીની તમામ સૃષ્ટિને ઉગારનાર નેતા. ૧૨૨ : નદતિલક સારસ્વત – વેદોમાં પૂજાયલી સરસ્વતી. ૧૨૫ : વચટ–વચલો

અને કદાચ સૌથી મોટો વિભાગ, કુરુક્ષેત્રે "વિનશન" આગળ રણને હોઠી પાતાળમાં ઉતરી ગયો. આં સરસ્વતી નદી એટલી મોટી ને લાંબી હતી. કેટલાક પુરાવિદો તેને કરાંચી આગળ, કેટલાક કચ્છના અખાતે તો કેટલાક એને ખંભાતના અખાતે દરિયાને મળતી માને છે : ૧૨૭ : કૃત્રિમ પાંખ — રહડ. ૧૩૨ : Polynesia. ૧૩૩ : પીરૂ અને કેલિફોર્નિયાના તટ. ૧૩૪ : સેંટ લૉરેન્સ નદીના કોઠા. ૧૪૦ : અસીમ મોટ — માનવસંસ્કૃતિને તે રતખડે ગજા ઉપરાંત વિસ્તારવાળાં.

[ હસ્તાક્ષરની, ઉપર પેન્સિલથી Final ( છેવટની ) લખ્યું છે તે, પ્રતમાંની નોંધો. આ પ્રત ૧૮૨મી પંક્તિની ૮મી શ્રુતિ આગળ અટકી જાય છે. તેનો પૂરો પાઠ બીજી હસ્તપ્રત ઉપરથી લીધો છે. સૉનેટ ૧૪માની શરૂઆત મળે છે, એટલે કે આ સૉનેટમાલા પૂરી થઈ શકી નથી, અધૂરી રહી છે. ]

**૧૫૮** : 'લેઓકૂન'ના પ્રતિમાજૂથમાં ત્રણ પ્રતિમા છે : ઘરડો પિતા, અને તેના બે પુત્ર. એક ભરજુવાન બીજો કિશોર. અહીં આ ત્રીજી પ્રતિમાને પૌત્રની ગણી છે. પોતાના ઇષ્ટદેવનો કોઈ કારણે પોતા ઉપર ક્રોધ ઉતર્યો છે એમ ગણીને એ વંશપરંપરાનો પૂજારી અને તેના પુત્રો આવા અતિભયંકર મોતે મરતાં પણ છેક છેલ્લી પલ લગી પૌરુષ ધૈર્ય અને શ્રદ્ધામાં અડગ જ રહેલા એવા ભાવ

કરતી એમની પ્રતિમાઓ ઉસ્તાદ શિલ્પીએ ઘડી છે. હિટલર અને સ્ટૅલિન રૂપ મહાવ્યાલોની ચૂડમાં ફસાયલો—રાહુ કેતુ ઉભયે એક સાથે ગ્રસાયલો યુરપ પણ એવો જ અકંપ અને ધીટ જણાય છે, અગરજો કે કાળો અને ફિક્કો પડતો જાય છે. લેઑકૂન અને પુત્રો એમ સમઝેલા કે આ તો ઇષ્ટદેવકોપ ઉતર્યો તે સહી લીધે જ છૂટકો! યુરપ જુદું સમઝ્યો છે,— આમ કે આ તો મ્હારા જ અતિલોભ અને વેર મ્હને ફૂટી નીકળ્યા છે, તે જેરવ્યે જ છૂટકો! ' 'પ્રસ્થાન' ૧૯૯૬, વૈશાખ પૃ. ૫૮. જુઓ જોડિયા સૉનેટ ૧૨૯નું વિવરણ.]

૧૫૯: ઇંગ્લાંદ અને ફ્રાન્સની પરિપૂર્ણ એકતા જામવામાં મોટામાં મોટો અંતરાય ફ્રાન્સને મુકાબલે ઇંગ્લાંદ સાધનસંપન્ન છે, ફ્રેન્ચમેનની સાથે સરખાવતાં ઇંગ્રેજની જરૂરિયાતો ઘણી વધારે છે અને આદતો ખરચાળ છે, એ છે. બંને દેશની વસતીમાંના ઉપલા થરોની વાત નથી કરતો, બંને દેશની સામાન્ય જનતાની જ સરખામણીમાં આ મોટો તફાવત સૌને તુર્ત આંખે વળગે એવડો છે. ફ્રેન્ચ મજૂર કારીગર ખેડૂત કે સૈનિક જ્યાં રૂ. ૧—૦—૦માં ચલાવી લેવાને ટેવાયલો છે, ત્યાં તે વર્ગના ઇંગ્રેજને તો રૂ. ૩—૮—૦ પણ બહુ ઓછા પડે એ સ્થિતિ છે. આવડત ઉદ્યમ કે ત્રાજવે તોળી શકાય એવી કોઈ પણ જાતની લાયકીમાં ઇંગ્રેજ ફ્રેન્ચમેનથી ચઢી જાય એવો છે જ નહિ; તો ફ્રેન્ચ બંધુ કરતાં ઇંગ્રેજ બંધુને ખાયકી નવરાશ રમતગમત અને મોજ-શોખના થઈને સાડા ત્રણ ગણો જેટલો દ્રવ્યપુંજ મળતો

રહ્યો છે, તેમ ભાવિમાં પણ ચાલ્યાં જ કરે—એ ક્યાંનો ન્યાય ? આ સ્થૂલ અસમાનતા-ઉપાધિએ વીંટાયલી સૂક્ષ્મ સમાનતાઓ ગમે તેટલી સાધવામાં આવે તે ક્યાં લગી ટકે વારુ? અને ઇંગ્રેજ બંધુને મુકાબલે ફ્રેન્ચ બંધુ બેસપ્તમાંશ દ્રવ્ય જ પામે છે, તો નિર્ધનમાં નિર્ધન યુરોપી બંધુને મુકાબલે એશિયાવાસી કે આફ્રિકાવાસી બે-ચાલીસાંશ દ્રવ્ય પણ પામતો હોય ભાગ્યે—એ દુનિયામાં દ્રવ્યવહેંચણની હાલની સ્થિતિ છે. આ ઘોર વિષમતા સામે કાર્લ માર્ક્સના સમયથી ઉઠવા પામેલી નવી સામ્યભાવના, તે સોશિયલિઝમ, કમ્યુનિઝમ, સોવિયટિઝમ, ઍન્ટીઇમ્પીરિયલિઝમ, આદિ અનેક નામે પ્રવર્તી રહેલા, તથા “ સ્થિતં પરિપાલયેત્ ” એ મોટા ન્યાયસૂત્ર સામે તેમ માંહ્યમાંહ્ય પણ ઝઘડી રહેલા વાદોમાંનો અવગણાય જ નહિ, ધ્યાનની સાથે વફાદાર સહાનુભૂતિ અને સક્રિય પ્રવૃત્તિ માગી જ લે, એવો ગર્ભ કે તાત્ત્વિક સંભાર છે. લાખો ફ્રેન્ચમેનો અને ઇંગ્રેજો ઇ. ૧૯૧૪થી ૧૯૧૮ લગીના મહાયુદ્ધમાં ખભેખભો ભેટાડીને લડ્યા હતા, અને એ જીવલેણ સંકટ તરી ઉતર્યા હતા. આ વખતનું સંકટ તે કરતાં ય ચઢી જાય એવું છે અને ઇંગ્રેજ ફ્રેન્ચમેન વચ્ચે બંધુભાવ વધારે ઉષ્માભર્યો થતો આવે છે. આઝાદી વિના સર્વં ખલ્વિદં કેવલ માયા છે, એ ભાવના જેમ ચીનજનતાસિંધુમાં બિંદુબિંદુએ વ્યાપી છે, તેમ જનતામાત્રમાં સમાનતા જ સત્ય વસ્તુ છે, દ્રવ્યાદિ બીજું બધૂં ય આળપંપાળ છે, એ ભાવનાના કિરણ ખરેખર

કરતી એમની પ્રતિમાઓ ઉસ્તાદ શિલ્પીએ ઘડી છે. હિટલર અને સ્ટૅલિન રૂપ મહાવ્યાલોની ચૂડમાં ફસાયલો – રાહુ કેતુ ઉભયે એક સાથે ગ્રસાયલો યુરપ પણ એવો જ અકંપ અને ધીટ જણાય છે, અગરજો કે કાળો અને ફિક્કો પડતો જાય છે. લેઓફૂન અને પુત્રો એમ સમઝેલા કે આ તો ઇષ્ટદેવકોપ ઉતર્યો તે સહી લીધે જ છૂટકો ! યુરપ જુદું સમઝયો છે,— આમ કે આ તો મ્હારા જ અતિલોભ અને વેર મ્હને ફૂટી નીકળ્યા છે, તે જેરવ્યે જ છુટકો !' 'પ્રસ્થાન' ૧૯૯૬, વૈશાખ પૃ. ૫૮. જુઓ જોડિયા સૉનેટ ૧૨૯નું વિવરણ. ]

**૧૫૯ :** ઇંગ્લાંદ અને ફ્રાન્સની પરિપૂર્ણ એકતા જામવામાં મોટામાં મોટો અંતરાય ફ્રાન્સને મુકાબલે ઇંગ્લાંદ સાધનસંપન્ન છે, ફ્રેન્ચમેનની સાથે સરખાવતાં ઇંગ્રેજની જરૂરિયાતો ઘણી વધારે છે અને આદતો ખરચાળ છે, એ છે. બંને દેશની વસતીમાંના ઉપલા થરોની વાત નથી કરતો, બંને દેશની સામાન્ય જનતાની જ સરખામણીમાં આ મોટો તફાવત સૌને તુર્ત આંખે વળગે એવડો છે. ફ્રેન્ચ મજૂર કારીગર ખેડૂત કે સૈનિક જ્યાં રૂ. ૧–૦–૦માં ચલાવી લેવાને ટેવાયલો છે, ત્યાં તે વર્ગના ઇંગ્રેજને તો રૂ. ૩–૮–૦ પણ બહુ ઓછા પડે એ સ્થિતિ છે. આવડત ઉદ્યમ કે ત્રાજવે તોળી શકાય એવી કોઈ પણ જાતની લાયકીમાં ઇંગ્રેજ ફ્રેન્ચમેનથી ચઢી જાય એવો છે જ નહિ; તો ફ્રેન્ચ બંધુ કરતાં ઇંગ્રેજ બંધુને ખાયકી નવરાશ રમતગમત અને મોજ-શોખના થઈને સાડા ત્રણ ગણા જેટલો દ્રવ્યપુંજ મળતો

રહ્યો છે, તેમ ભાવિમાં પણ ચાલ્યાં જ કરે—એ ક્યાંનો ન્યાય ? આ સ્થૂલ અસમાનતા-ઉપાધિએ વીંટાયલી સૂક્ષ્મ સમાનતાઓ ગમે તેટલી સાધવામાં આવે તે ક્યાં લગી ટકે વારુ? અને ઇંગ્રેજ બંધુને મુકાબલે ફ્રેન્ચ બંધુ બેસપ્તમાંશ દ્રવ્ય જ પામે છે, તો નિર્ધનમાં નિર્ધન યુરોપી બંધુને મુકાબલે એશિયાવાસી કે આફ્રિકાવાસી બે-ચાલીસાંશ દ્રવ્ય પણ પામતો હોય ભાગ્યે—એ દુનિયામાં દ્રવ્યવહેંચણની હાલની સ્થિતિ છે. આ ઘોર વિષમતા સામે કાર્લ માર્ક્સના સમયથી ઉઠવા પામેલી નવી સામ્યભાવના, તે સોશિયલિઝમ, કમ્યુનિઝમ, સોવિયટિઝમ, એન્ટીઇમ્પીરિયલિઝમ, આદિ અનેક નામે પ્રવર્તી રહેલા, તથા "સ્થિતં પરિપાલયેત્" એ મોટા ન્યાયસૂત્ર સામે તેમ માંહ્યમાંહ્ય પણ ઝઘડી રહેલા વાદોમાંનો અવગણાય જ નહિ, ધ્યાનની સાથે વફાદાર સહાનુભૂતિ અને સક્રિય પ્રવૃત્તિ માગી જ લે, એવો ગર્ભ કે તાત્ત્વિક સંભાર છે. લાખો ફ્રેન્ચમેનો અને ઇંગ્રેજો ઇ. ૧૯૧૪થી ૧૯૧૮ લગીના મહાયુદ્ધમાં ખભેખભો ભેટાડીને લડ્યા હતા, અને એ જીવલેણ સંકટ તરી ઉતર્યા હતા. આ વખતનું સંકટ તે કરતાં ય ચઢી જાય એવું છે અને ઇંગ્રેજ ફ્રેન્ચમેન વચ્ચે બંધુભાવ વધારે ઉષ્માભર્યો થતો આવે છે. આઝાદી વિના સર્વં ખલ્વિદં કેવલ માયા છે, એ ભાવના જેમ ચીનજનતાસિંધુમાં બિંદુબિંદુએ વ્યાપી છે, તેમ જનતામાત્રમાં સમાનતા જ સત્ય વસ્તુ છે, દ્રવ્યાદિ બીજું બધું ય આળપંપાળ છે, એ ભાવનાના કિરણ ખરેખર

જો ઇંગ્રેજ જનતા અને ફ્રેન્ચ જનતામાં વ્યાપવા લાગ્યાં હોય તો એ સમભાવ યુદ્ધની જરૂરિયાતોએ પેદા કરેલો તથાપિ ધર્મયુદ્ધોત્થ અને સાચી સમુત્ક્રાંતિના ચણતરનું પ્હેલું પગથિયું બનશે, એ આ સોનેટનું હાર્દ છે. [ 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૦–૧. ]

૧૬૦ : ૨ : રમા–લક્ષ્મી. ૩ : રમાલોભે ગુલામો ખૂબ વધ્યા અને ગુલામીની પરવાનગીનું ક્ષેત્ર સર્વવ્યાપી કરવાની નીતિને એક પક્ષ વર્યો. ૪–૬ : ગુલામી દશા વ્યક્તિના આત્માને ય હણે છે, એ લિંકનની હાકલથી એ ધૂણી ઊઠ્યો, અને આઝાદીના હક્ક તે એક ધાર અને એ હક્ક સંરક્ષવાની ફર્જ તે બીજી ધાર એ બેધારી તરવારના વસમા વાઢ સહીને પણ એણે આઝાદી સલામત રાખી. ૮ : દરેક દિલમાં પંરાયા ઉપર ભભુકતા પુરાણા દ્વેષો. ૧૨ : સ્થવિરો—વયોવૃદ્ધ રાજપુરુષો : ધિ મન્રો ડોક્ટ્રીન. ૧૪ : યુરોપથી અલગ રહેવા મથે છે પણ અંતઃકરણ તો ડંખ્યા કરે છે એટલે એ વ્યવહારુ નિર્ણયના પાલનમાં ખીજે પણ છે—જાત ઉપર, આખી દુનિયા ઉપર પણ. [ 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૨. ]

૧૬૧ : ૧ : લોક–દુનિયા. ૫–૭ : સ્વતન્ત્રતા, વિષય-સુખમાં સંયમ, અને આખી પૃથ્વી ઉપર ( પૃથ્વીનિવાસી જનતા સમસ્ત ઉપર ) બંધુભાવ, એ ત્રણ મહાસિદ્ધિઓ મેળવ્યે જ છુટકો, એવો સંસ્કારવારસો. ૭ : રસરંગે ભરેલાં

૯ : બલી–બળવાન. ફરેવા—ફરવા. ૧૩ : માનવ્ય—પોતે પણ માનવી એ રૂપનાં. ૧૪ : વજ્રશાં શસ્ત્રાસ્ત્રોએ થતી હત્યાઓ વડે લોહીલુહાણ આકાશ. [ ' પ્રસ્થાન ' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૩. ]

૬૬૨ : વિલિયમ હેન્રી ડેવીસના ' લવ્લી ડેમ્સ 'નો અનુવાદ, " લિરિક "માં દૃષ્ટાન્ત લેખે મુકેલો.

આર્ગોસના મેનેલેઅસની પત્ની ટ્રોયના પારીસ સાથે ભાગી ગયેલ હેલન; સુન્દરતાની દેવી લેખે પ્રાચીન ગ્રીસમાં પૂજાયલી એફ્રોડાઇટી ઉર્ફે વીનસ; ચંદ્રમાની દેવી ડાયના અથવા સેલિની; અને મિસર દેશની રાણીઓ કલીઓપેટ્રા : એ ચાર વર્ણવેલી છે, દરેકને જાણે વર્ત્તિકાની એક જ લકીરે. ૩ : પ્રાક્તની—સુન્દરીઓનું વિશેષણ; ઘણા જૂના કાળની. ૫ : પરિણિષૂદની—વિનાશ કરનારી, જોગમાયાની જેમ કુલકુલાં સંહાર વડે પોતાનું ખપ્પર ભરી લઈને પાછી અસલ સ્થાને સમાઈ જતી. ૭–૮ : નાથ — વલ્કનદેવ, પ્રાચીન ગ્રીક દેવોનો લુહાર અને યાંત્રિક. એની ભઠ્ઠી એ ધમક ધમ્યાં કરે તેમાંથી ઝાળ ઉપર ઝાળ નીકળ્યા કરે, તથાપિ નાથ અને ભઠ્ઠીની સોડે જ ઉભેલી આ વીનસ તો આરસ જેવી ગોરી જ રહે, રતાશ એના અંગમાં ક્યાંય તલ માત્ર ન દેખાય, એ એની અલૌકિક સુન્દરતા-નો ચમત્કાર. ૯ : ૧૦ : સેલિની, જેના કેશ કહો, કિરણ કહો, એક જ. ખિચવું ( ખચવું ) – ઠાંસી ઠાંસીને ભરવું, જડવું.

જો ઇંગ્રેજ જનતા અને ફ્રેન્ચ જનતામાં વ્યાપવા લાગ્યાં હોય તો એ સમભાવ યુદ્ધની જરૂરિયાતોએ પેદા કરેલો તથાપિ ધર્મયુદ્ધોત્થ અને સાચી સમુત્ક્રાંતિના ચણતરનું પ્હેલું પગથિયું બનશે, એ આ સૉનેટનું હાર્દ છે. [ 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૦-૧. ]

**૧૬૦** : ૨ : રમા-લક્ષ્મી. ૩ : રમાલોભે ગુલામો ખૂબ વધ્યા અને ગુલામીની પરવાનગીનું ક્ષેત્ર સર્વવ્યાપી કરવાની નીતિને એક પક્ષ વર્યો. ૪-૬ : ગુલામી દશા વ્યક્તિના આત્માને ય હણે છે, એ લિંકનની હાકલથી એ ધૂણી ઊઠ્યો, અને આઝાદીના હક્ક તે એક ધાર અને એ હક્ક સંરક્ષવાની ફર્જ તે બીજી ધાર એ બેધારી તરવારના વસમા વાઢ સહીને પણ એણે આઝાદી સલામત રાખી. ૮ : દરેક દિલમાં પંરાયા ઉપર ભભુકતા પુરાણા દ્વેષો. ૧૨ : સ્થવિરો—વયોવૃદ્ધ રાજપુરુષો : ધિ મન્રો ડૉક્ટ્રીન. ૧૪ : યુરોપથી અલગ રહેવા મથે છે પણ અંતઃકરણ તો ડંખ્યા કરે છે એટલે એ વ્યવહારુ નિર્ણયના પાલનમાં ખીજે પણ છે—જાત ઉપર, આખી દુનિયા ઉપર પણ. [ 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૨. ]

**૧૬૧** : ૧ : લોક-દુનિયા. ૫-૭ : સ્વતન્ત્રતા, વિષય-સુખમાં સંયમ, અને આખી પૃથ્વી ઉપર ( પૃથ્વીનિવાસી જનતા સમસ્ત ઉપર ) બંધુભાવ, એ ત્રણ મહાસિદ્ધિઓ મેળવ્યે જ છુટકો, એવો સંસ્કારવારસો. ૭ : રસરંગે ભરેલાં

૯ : બલી-બળવાન. કરેવા—કરવા. ૧૩ : માનવ્ય—પોતે પણ માનવી એ રૂપનાં. ૧૪ : વજ્રશાં શસ્ત્રાસ્ત્રોએ થતી હત્યાઓ વડે લોહીલુહાણ આકાશ. [ ' પ્રસ્થાન ' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૩. ]

**૬૬૨ :** વિલિયમ હેન્રી ડેવીસના ' લવ્લી ડેમ્સ 'નો અનુવાદ, " લિરિક "માં દૃષ્ટાન્ત લેખે મુકેલો.

**આર્ગોસના મેનેલેઅસની** પત્ની ટ્રોયના પારીસ સાથે ભાગી ગયેલ હેલન; સુન્દરતાની દેવી લેખે પ્રાચીન ગ્રીસમાં પૂજાયલી એફ્રોડાઇટી ઉર્ફે વીનસ; ચંદ્રમાની દેવી ડાયના અથવા સેલિની; અને મિસર દેશની રાણીઓ ક્લીઓપેટ્રા : એ ચાર વર્ણવેલી છે, દરેકને જાણે વર્ત્તિકાની એક જ લકીરે. ૩ : પ્રાક્તની—સુન્દરીઓનું વિશેષણ; ઘણા જૂના કાળની. ૫ : પરિણિષૂદની—વિનાશ કરનારી, જોગમાયાની જેમ કુલકુલાં સંહાર વડે પોતાનું ખપ્પર ભરી લઈને પાછી અસલ સ્થાને સમાઈ જતી. ૭–૮ : નાથ — વલ્કનદેવ, પ્રાચીન ગ્રીક દેવોનો લુહાર અને યાંત્રિક. એની ભઠ્ઠી એ ધમક ધમ્યાં કરે તેમાંથી ઝાળ ઉપર ઝાળ નીકળ્યા કરે, તથાપિ નાથ અને ભઠ્ઠીની સોડે જ ઉભેલી આ વીનસ તો આરસ જેવી ગોરી જ રહે, રતાશ એના અંગમાં ક્યાંય તલ માત્ર ન દેખાય, એ એની અલૌકિક સુન્દરતાનો ચમત્કાર. ૯ : ૧૦ : સેલિની, જેના કેશ કહો, કિરણ કહો, એક જ. ખિચવું ( ખચવું ) – ઠાંસી ઠાંસીને ભરવું, જડવું.

જો ઇંગ્રેજ જનતા અને ફ્રેન્ચ જનતામાં વ્યાપવા લાગ્યાં હોય તો એ સમભાવ યુદ્ધની જરૂરિયાતોએ પેદા કરેલો તથાપિ ધર્મયુદ્ધોત્થ અને સાચી સમુત્ક્રાંતિના ચણતરનું. પ્હેલું પગથિયું બનશે, એ આ સૉનેટનું હાર્દ છે. [ 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૦–૧. ]

૧૬૦ : ૨ : રમા–લક્ષ્મી. ૩ : રમાલોભે ગુલામો ખૂબ વધ્યા અને ગુલામીની પરવાનગીનું ક્ષેત્ર સર્વવ્યાપી કરવાની નીતિને એક પક્ષ વર્યો. ૪–૬ : ગુલામી દશા વ્યક્તિના આત્માને ય હણે છે, એ લિંકનની હાકલથી એ ધૂણી ઊઠ્યો, અને આઝાદીના હક્ક તે એક ધાર અને એ હક્ક સંરક્ષવાની ફર્જ તે બીજી ધાર એ બેધારી તરવારના વસમા વાઢ સહીને પણ એણે આઝાદી સલામત રાખી. ૮ : દરેક દિલમાં પંરાયા ઉપર ભભુકતા પુરાણા દ્વેષો. ૧૨ : સ્થવિરો—વયોવૃદ્ધ રાજપુરુષો : ધિ મન્રો ડૉક્ટ્રીન. ૧૪ : યુરોપથી અલગ રહેવા મથે છે પણ અંતઃકરણ તો ડંખ્યા કરે છે એટલે એ વ્યવહારુ નિર્ણયના પાલનમાં ખીજે પણ છે—જાત ઉપર, આખી દુનિયા ઉપર પણ. [ 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૨. ]

૧૬૧ : ૧ : લોક–દુનિયા. ૫–૭ : સ્વતન્ત્રતા, વિષય-સુખમાં સંયમ, અને આખી પૃથ્વી ઉપર ( પૃથ્વીનિવાસી જનતા સમસ્ત ઉપર ) બંધુભાવ, એ ત્રણ મહાસિદ્ધિઓ મેળવ્યે જ છુટકો, એવો સંસ્કારવારસો. ૭ : રસરંગે ભરેલાં

૯ : બલી-બળવાન. કરેવા—કરવા. ૧૩ : માનવ્ય—પોતે પણ માનવી એ રૂપનાં. ૧૪ : વજ્રશાં શસ્ત્રાસ્ત્રોએ થતી હત્યાઓ વડે લોહીલુહાણ આકાશ. [ 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૩. ]

**૧૬૨ :** વિલિયમ હેન્રી ડેવીસના 'લવ્લી ડેમ્સ'નો અનુવાદ, "લિરિક"માં દૃષ્ટાન્ત લેખે મુકેલો.

આર્ગોસના મેનેલેઅસની પત્ની ટ્રોયના પારીસ સાથે ભાગી ગયેલ હેલન; સુન્દરતાની દેવી લેખે પ્રાચીન ગ્રીસમાં પૂજાયલી એફ્રોડાઇટી ઉર્ફે વીનસ; ચંદ્રમાની દેવી ડાયના અથવા સેલિની; અને મિસર દેશની રાણીઓ ક્લીઓપેટ્રા : એ ચાર વર્ણવેલી છે, દરેકને જાણે વર્તિકાની એક જ લકીરે. ૩ : પ્રાક્તની—સુન્દરીઓનું વિશેષણ; ઘણા જૂના કાળની. ૫ : પરિણિષૂદની—વિનાશ કરનારી, જોગમાયાની જેમ કુલકુલાં સંહાર વડે પોતાનું ખપ્પર ભરી લઈને પાછી અસલ સ્થાને સમાઈ જતી. ૭–૮ : નાથ — વલ્કનદેવ, પ્રાચીન ગ્રીક દેવોનો લુહાર અને યાંત્રિક. એની ભઠ્ઠી એ ધમક ધમ્યાં કરે તેમાંથી ઝાળ ઉપર ઝાળ નીકળ્યા કરે, તથાપિ નાથ અને ભઠ્ઠીની સોડે જ ઉભેલી આ વીનસ તો આરસ જેવી ગોરી જ રહે, રતાશ એના અંગમાં ક્યાંય તલ માત્ર ન દેખાય, એ એની અલૌકિક સુન્દરતાનો ચમત્કાર. ૯ : ૧૦ : સેલિની, જેના કેશ કહો, કિરણ કહો, એક જ. ખિચવું ( ખચવું ) – ઠાંસી ઠાંસીને ભરવું, જડવું.

એણ્ડીમિયન ઉપર પ્રેમમાં પડેલી. પણ એ યુવાન બેપરવા, પોતીકા મર્દાની સૌંદર્યના મદમાં જ મસ્ત, સેલિનાથી દૂરમાં દૂર ઊંડામાં ઊંડી ઘનઘોર ગુફામાં ભરાઈ ને કુંભકર્ણની જેમ ઊંઘતો' તો ત્યાં પણ એને શોધતી ઢૂંઢતી સેલિની પેસી જતી, અને એના ઊપર આખી રાત ચુંબનો વર્ષાવતી. ૧૦ : નિશાકર નિશાની (નિશાકર ચંદ્રની) અધિષ્ઠાત્રી. ૧૧ : સ્મરપ્રહરણી સ્મર (કામદેવ)નું અસ્ત્ર હોયને એવી ૧૨ : મદનમોતી–અતિ મોટું મોતી, જેમ મદનમેંઢો, મદનબાટ, મદનબારી, મદનઝાંપો વગેરે. ઘી મેવો સમ ખાવા પૂરતાં જ એવો છેક કુત્સિત બાટ, ઉપહાસમાં મદનિયું કહેવાય છે. દારૂમાં મોટાં અમૂલ્ય મોતી નાખી પીગળાવીને પીતીપાતી. એવાં સ્ત્રીચરિત્રે એણ્ટનીને પૂરેપૂરો નાથનારી. ૧૪ : તું–દેહે–ત્હારી કાયા એટલી તો સુંદર તેમાં આવી લોકોત્તર સુન્દરીઓનો અધ્યારોપ પણ કુદરતી. છેલ્લી પંક્તિજોડનો અતિશયોક્તિ અલંકાર આખા સોનેટનું શિખર અને સંધાનક ( કી–સ્ટોન ) બની રહે છે. ' લિરિક ' પૃ. ૫૮–૫૯ પણ જુઓ. [ ' મ્હારાં સોનેટ–આવૃત્તિ પહેલી ' પૃ૦ ૬૧–૬૨. ]



# પહેલી આવૃત્તિનાં સૉનેટ

[ પછીનો આંકડો આ બીજી આવૃત્તિમાંનું સ્થાન નિર્દેશે છે. ફૂંદડી શીર્ષકમાં ફેર નિર્દેશે છે. ]

એણ્ડીમિયન ઉપર પ્રેમમાં પડેલી. પણ એ યુવાન બેપરવા, પોતીકા મર્દાની સૌંદર્યના મદમાં જ મસ્ત, સેલિનાથી દૂરમાં દૂર ઊંડામાં ઊંડી ઘનઘોર ગુફામાં ભરાઈ ને કુંભકર્ણની જેમ ઊંઘતો’તો ત્યાં પણ એને શોધતી ઢૂંઢતી સેલિની પેસી જતી, અને એના ઉપર આખી રાત ચુંબનો વર્ષાવતી. ૧૦ : નિશાકર નિશાની (નિશાકર ચંદ્રની) અધિષ્ઠાત્રી. ૧૧ : સ્મરપ્રહરણી સ્મર (કામદેવ)નું અસ્ત્ર હોયને એવી ૧૨ : મદનમોતી–અતિ મોટું મોતી, જેમ મદનમેંઢો, મદનખાટ, મદનબારી, મદનઝાંપો વગેરે. ઘી મેવા સમ ખાવા પૂરતાં જ એવો છેક કુત્સિત ખાટ, ઉપહાસમાં મદનિયું કહેવાય છે. દારૂમાં મોટાં અમૂલ્ય મોતી નાખી પીગળાવીને પીતીપાતી. એવાં સ્ત્રીચરિત્રે એણ્ટનીને પૂરેપૂરો નાથનારી. ૧૪ : તું–હેહે–ત્હોરી કાયા એટલી તો સુંદર તેમાં આવી લોકોત્તર સુન્દરીઓનો અધ્યારોપ પણ કુદરતી. છેલ્લી પંક્તિજોડનો અતિશયોક્તિ અલંકાર આખા સોનેટનું [શિખર અને સન્ધાનક (કી–સ્ટોન) બની રહે છે. ‘ લિરિક ’ પૃ. ૫૮–૫૯ પણ જુઓ. [ ‘ મ્હારાં સોનેટ–આવૃત્તિ પહેલી ’ પૃ૦ ૬૧–૬૨. ]



# પહેલી આવૃત્તિનાં સૉનેટ

[ પછીનો આંકડો આ બીજી આવૃત્તિમાંનું સ્થાન નિર્દેશે છે. ફૂંદડી શીર્ષકમાં ફેર નિર્દેશે છે. ]

એણ્ડીમિયન ઉપર પ્રેમમાં પડેલી. પણ એ યુવાન બેપરવા, પોતીકા મર્દાની સૌંદર્યના મદમાં જ મસ્ત, સેલિનીથી દૂરમાં દૂર ઊંડામાં ઊંડી ઘનઘોર ગુફામાં ભરાઈ ને કુંભકર્ણની જેમ ઊંઘતો' તો ત્યાં પણ એને શોધતી ઢૂંઢતી સેલિની પેસી જતી, અને એના ઊપર આખી રાત ચુંબનો વર્ષાવતી. ૧૦ : નિશાકર નિશાની (નિશાકર ચંદ્રની) અધિષ્ઠાત્રી. ૧૧ : સ્મરપ્રહરણી સ્મર (કામદેવ)નું અસ્ત્ર હોયને એવી ૧૨ : મદનમોતી–અતિ મોટું મોતી, જેમ મદનમેંઢો, મદનબાટ, મદનબારી, મદનઝાંપો વગેરે. ઘી મેવો સમ ખાવા પૂરતાં જ એવો છેક કુત્સિત બાટ, ઉપહાસમાં મદનિયું કહેવાય છે. દારૂમાં મોટાં અમૂલ્ય મોતી નાખી પીગળાવીને પીતીપાતી. એવાં સ્ત્રીચરિત્રે એણ્ટનીને પૂરેપૂરો નાથનારી. ૧૪ : તું–દેહે–ત્હારી કાયા એટલી તો સુંદર તેમાં આવી લોકોત્તર સુન્દરીઓનો અધ્યારોપ પણ કુદરતી. છેલ્લી પંક્તિજોડનો અતિશયોક્તિ અલંકાર આખા સોનેટનું શિખર અને સંધાનક ( કી–સ્ટોન ) બની રહે છે. ' લિરિક ' પૃ. ૫૮–૫૯ પણ જુઓ. [ ' મ્હારાં સોનેટ–આવૃત્તિ પહેલી ' પૃ૦ ૬૧–૬૨. ]



# પહેલી આવૃત્તિનાં સૉનેટ

[ પછીનો આંકડો આ બીજી આવૃત્તિમાંનું સ્થાન નિર્દેશે છે. ફૂંદડી શીર્ષકમાં ફેર નિર્દેશે છે. ]

**

# મહત્વની શુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૧ | ઝુમ°તાં. | ઝુમ°તાં, |
| ૩ | કૌંસમાં | આ | આ, |
| ૪ | કૌંસમાં | સ્હાશો,...કવિતા? | સ્હાશો?...કવિતા. |
| ૧૦ | ૫ | ચા°દની | ચાંદની |
| ૧૪ | ૮ | છા°ડિ | છાંડિ |
| ૨૧ | ૫ | ભ્રસ્પ°દ | ભૂસ્પ°દ |
| ,, | ૮ | વાંછું | વા°છું. |
| ૩૨ | ૧ | સા°ભળ્યા | સાંભળ્યા |
| ,, | ૨ | કદી : ? | કદી ? |
| ૩૬ | મથાળું | સ્વાતંત્ર્યહેલા | સ્વાત°ત્ર્યહેલા |
| ૪૯ | ૪ | મહિંભવત્...તે | સહુ તે...રે |
| ૫૧ | ૧ | નો'ર્મિ | નોર્મિ |
| ,, | ૧૪ | 'સપૂજ્ય...... ઍ· ડ્હાંમવા | 'સુપૂજ્ય... ઍ' હ્લામવા |
| ૫૩ | ૮ | આશ્વાસાન | આ શ્વસન |
| ,, | ૯ | તંત્ર | ત°ત્ર |